# તપસ્વિની

## ત્રિઅંકી નાટક

રચનાર: ચીમનલાલ કચરાભાઈ શાહ

પ્રકાશક: વૈદ્ય હરિશંકર લાધારામ દ્વિવેદી

શ્રી

# તપસ્વિની

## નાટક.

રચનાર,

**ચીમનલાલ કુચરાભાઇ શાહ,**

ધનાસુતારની પોળ–અમદાવાદ.

પ્રકાશક

**વૈદ્ય હરિશંકર લાધારામ દ્વિવેદી,**

સંગ્રહણી (ઝાડાનો રોગ) તથા સુવારોગના ખાસ વૈદ્ય,

સંગ્રહણી તથા સુવારોગની પ્રખ્યાત દવાશાળા,

દોશીવાડાની પોળ–અમદાવાદ.

"સત્ય સાચવે તેહને, ખળજન શું કરનાર;
કેમ શ્વાન કરડી શકે, જે ગજશિર અસ્વાર."

સદ્દગત કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ.



પ્રથમાવૃત્તિ–પ્રત ૧૦૦૦.

૧૯૧૫.

મૂલ્ય રૂ. ૦-૧૦-૦



શ્રીયુત ઘેલાભાઈ દોલતરામ દલાલ,

એજન્ટ, શ્રી દેશી નાટક કંપની લીમીટેડ.

# અર્પણ પત્રિકા.

પરમ સ્નેહી ભાઈ

શ્રીયુત ઘેલાભાઈ દોલતરામ દલાલ,

એજન્ટ, શ્રી દેશી નાટક કંપની લીમીટેડ,

અમદાવાદ.



ગુર્જર રંગભૂમિને પોતાનાં નીતિ-પૂર્ણ નાટકોથી ગજાવનાર સુવિખ્યાત નાટકકાર સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરીએ નાટ્યકળાદ્વારા જગત્‌ને નીતિ, ધર્મ અને સત્યનું ઉચ્ચ વ્યવહારૂ જ્ઞાન કેવી રીતે આપવું તે આપને સારી રીતે બતાવ્યું હતું; તેના પરિણામે આપે નીતિ અને ધર્મનાં અનેક નાટકો રંગભૂમિપર ઉતાર્યા છે, અને સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઈના પગલાનું અનુકરણ કર્યું છે, તથા જગત્‌ને એ માર્ગદ્વારા ઉચ્ચ શિક્ષણ આપવાની અભિલાષા રાખો છો. આપની એ પ્રશંસનીય અભિલાષા, આપનું સાદું જીવન, વિદ્વાન્ લેખકોપર આપનો સંપૂર્ણ પ્રેમ, ઉછરતા લેખકોને પોતાનું અને જગત્‌નું કલ્યાણ કરવાનો માર્ગ બતાવવાની આપની વૃત્તિ, નાટક કંપનીની આપની પ્રશંસનીય વ્યવસ્થા, તથા મ્હારાપર આપનો પ્રેમ એ સર્વથી લલચાઈ, નાટક રચવાની દિશામાં મ્હારા પ્રથમ પ્રયાસનું ફળ હું આપને અર્પણ કરવા આકર્ષાઉં છું તે પ્રેમથી સ્વીકારશો, અને

મને માનશો,

આપનો સદાનો,

**ચીમનલાલ કચરાભાઈ શાહ.**

# અમદાવાદમાં જુદાજુદા ધર્મના અનુયાયીઓનો ભરાયેલો મેળો.

## પરમાત્માને પ્રસન્ન કરવાનાં સાધનોની લેવામાં આવેલી પરીક્ષા.

### પ્રથમ નંબરે કોણ પાસ થયું ?

અમદાવાદમાં જૈન, વૈષ્ણવ, જરથોસ્તી, મુસલમાન વગેરે જુદા-જુદા ધર્મના અનુયાયીઓનો મેળો ભરાયેલો છે. સઉના ધર્મમંદિરમાં સુખડ (ચંદન), સૂર્ય છાપનું ઉંચું કેસર (જાફરાન), બત્રીસો ધુપ (દશાંક્ષ), તથા ઉંચી નેપાળી કસ્તુરી, અંબર, બરાસ, વારકેપ, અગરબત્તી, સોના રૂપાંના વરખ, વાળાકુંચી, કપુર, જવખાર તથા ઉજમણાના સામાન વગેરેની વારંવાર જરૂર પડે છે. આખા અમદાવાદમાં દરેક ધર્મના અનુયાયીઓ ધર્મમંદિરમાં વાપરવાની ચીજો જે અનેક દુકાનોએ મળે છે તેની પરીક્ષા કરી શું અનુમાન બાંધે છે ?

**ઉંચામાં ઉંચો માલ તદ્દન કિફાયત ભાવે અને પ્રમાણિકપણે વેચનાર એકલા જોશી લલ્લુભાઇ શંભુરામ અગરબત્તીવાળા છે.**

બ્હાર ગામના ગૃહસ્થોએ અમદાવાદની અમારી જુની પ્રખ્યાત દુકાને જ ચાલ્યા આવવું. અમારે ત્યાં જરાપણ દગોફટકો થતો નથી. બ્હાર ગામના ઑર્ડરો પર ખાસ લક્ષ અપાય છે.

**જોશી લલ્લુભાઈ શંભુરામ અગરબત્તીવાળા,**

**દોશીવાડાની પોળ, અમદાવાદ.**

# પ્રસ્તાવના.

હાલના જમાનામાં નાટકો જોવાનો શોખ ઘણો વધી ગયો છે અને તે સાથે કેટલાંક નાટકોમાં ગલીચ ભાષા, સ્ત્રીઓથી ન જોઈ શકાય એવાં ચિત્રો પણ ઘણાં વધી ગયાં છે. પરિણામ એ આવ્યું છે કે નાટકોથી જે જનસમાજને ફાયદો થવો જોઇએ તે થતો નથી. પ્રેક્ષકોના રસને ઉંચા પ્રકારનો કરવો અને તે સાથે વ્યવહારોપયોગી અને ધર્મોપયોગી જ્ઞાન આપવું એ નાટકકારનો ધર્મ હોવો જોઇએ. આમ છતાં કેટલાક નાટકકારો માત્ર પ્રેક્ષકોની લાગણી (emotions) ને જ પ્રસન્ન કરવાનું ચાહે છે અને ગમે તે પ્રકારે નાટક કંપનીને ફાયદો કરી આપવાનું લક્ષ્ય રાખે છે, પરંતુ જનસમાજની સ્થિતિ સુધરશે કે બગડશે તેની દરકાર કરતા નથી એ ઘણું શોચનીય છે. આવાં કેટલાંક ચિત્રો નજરે જોવાથી અને પ્રેક્ષકોને નાટકદ્વારા ઉચ્ચ જ્ઞાન અપાય તો જરૂર ફાયદો થઇ શકે અને તેમાં પણ સ્ત્રીવર્ગને ખાસ ઉપયોગી ચિત્રો જો નાટયપયોગદ્વારા બતાવવામાં આવે તો નાટક રચ-નારે પોતાનો ધર્મ બરાબર બજાવ્યો કહેવાય એ હેતુથી મ્હેં સતીત્વ પરત્વે આ નાટક રચ્યું છે. નાટકની બધી વસ્તુ કાલ્પનિક નથી પરંતુ તેનું મૂળ દંતકથાઓમાં છે અને તેમાં મ્હેં મ્હારી કલ્પનાના વિધવિધ રંગો પૂર્યા છે. નાટક રચવાની દિશામાં આ મ્હારો પ્રથમ પ્રયાસ હોઇ મ્હારી કોઇ પણ ભૂલ નજરે પડે તો તે ક્ષંતવ્ય છે અને 'સારૂં એટલું મ્હારૂં' એ લક્ષ્યબિન્દુ રાખી વાચકો આ પુસ્તક વાંચશે તો જરૂર તેમને કંઇ ને કંઇ જાણવાનું મળશે. આ નાટકને અતિશય આકર્ષક બનાવવામાં મ્હારા પરમસ્નેહી ભાઇ ઘેલાભાઇ દોલતરામ દલાલે (શ્રી દેશી નાટક કંપની લીમીટેડના એજન્ટ) જે જે સૂચનાઓ કરી છે તે મ્હેં અમલમાં લીધી છે અને તે સારૂ હું તેમનો ઉપકાર માનું છું.

ધનાસુતારની પોળ,
અમદાવાદ.
તા. ૧-૪-૧૯૧૫.

ચીમનલાલ કચરાભાઈ શાહ.

# પ્રકાશકની નોંધ.

આ ગ્રંથ મ્હારા મિત્ર ભાઇ ચીમનલાલ કચરાભાઇ શાહે રચેલો છે. મ્હારા પોતાના અનુભવથી હું તેમને એક સારા લેખક તરીકે જાણું છું. આ પ્હેલાં તેમણે નવલકથાના રૂપમાં અને બોધના રૂપમાં બીજા બે ગ્રંથો રચેલા છે અને બીજા કેટલાક ન્હાના ન્હાના પેમ્ફલેટો પણ લખ્યાં છે. નાટક લખવાની દિશામાં આ તેમનો પ્રથમ પ્રયાસ હોઇ તેને જોઇતો ટેકો આપવા મ્હેં મ્હારી પૂર્ણ ઇચ્છા બતાવી હતી અને તે ઉપરથી તેમની કલમથી રચેલું આ પ્રથમ નાટક પ્રકટ કરવાનું તેમણે મને માન આપ્યું છે, જેથી આ નાટક વાચકો સન્મુખ મુકવા હું ભાગ્યશાળી થયો છું. તે સાથે હું એવી પણ આશા રાખું છું કે સત્ય, નીતિ, ધર્મ, સતીત્વ અને પવિત્ર જીવન કેમ ગુજારવું તેનાં સાચાં ચિત્રોથી ભરપૂર આ નાટકને વાચકો પણ હર્ષથી વધાવી લેશે અને મને તથા લેખકને ઉપકૃત કરશે.

અમદાવાદ,
તા. ૨૦-૫-૧૫. } વૈદ્ય હરિશંકર લાધારામ દ્વિવેદી.

# નાટકનાં પાત્રો.

## મુખ્ય પાત્રો.

**તપસ્વિની**—અજીતઋષિની પુત્રી, કુન્દનસિંહની પત્ની, વીરબાળા (Heroine).

**કુન્દનસિંહ**—સુવર્ણનગરનો રાજકુમાર, તપસ્વિનીનો પતિ, વીર નર (Hero.)

## અન્ય પુરૂષ પાત્રો.

**કનકસિંહ**—સુવર્ણનગરનો નૃપતિ.

**મદનચંદ્ર**—સ્નેહનગરનો નૃપતિ.

**હર્ષચંદ્ર**—એક વણિક બ્રહ્મચારી અને પાછળથી ગૃહસ્થાશ્રમી.

**સુન્દરલાલ**—વિલાસિનીના હાથનો ઉમ્મેદવાર બુઢ્ઢો.

**મનમેલરામ**—'ચંચળ' વણિક જ્ઞાતિના શેઠ.

**મોહનચંદ**—વિલાસિનીનો પિતા.

**વિષયસિંહ**—હર્ષપુરીનો અત્યાચારી રાજા.

**અજીતઋષિ**—તપસ્વિનીનો પિતા અને વિશ્વભૂતિનો શિષ્ય.

**વિશ્વભૂતિ**—ત્રિકાળજ્ઞ પરોપકારી મહાત્મા.

## અન્ય સ્ત્રી પાત્રો.

**કુસુમમંજરી**—કનકસિંહની પુત્રી.

**સુવર્ણલતા**—કનકસિંહની રાણી.

**વિલાસિની**—હર્ષચંદ્રની પત્ની.

**રતીસુંદરી**—મદનચંદ્રની પુત્રી, પાછળથી કુન્દનની પત્ની.

**કુમુદ, માલતી, ચંપા**—તપસ્વિનીની સાહેલીઓ.

**કૌમુદી**—રતીસુંદરીની સાહેલી.

ઉપરાંત ઋષિમુનિઓ, વારાંગનાઓ, સાહેલીઓ, ચોપદાર વગેરે.

# મુંબઇનો ખાસ રોગ—સંગ્રહણીના ઝાડાને નાબુદ કરનારી નવિન ઔષધિ.

---

જેઓને ખોરાક સ્વચ્છ અને ઉત્તમ પુરતાં પ્રમાણમાં મળતો નથી, ઘી અને દૂધ જેવી ઉપયોગી ચીજોમાં સેળભેળ કરવામાં આવે છે, શરીર ખમી શકે તે કરતાં વધારે, હદ ઉપરાંત શ્રમ કરવો પડે છે, અત્યંત મગજનું કામ કરવાથી નિદ્રા ઓછી થાય છે અને ખોરાક પચતો નથી; વળી સ્ત્રીઓને વારંવાર જલદી બાળકો અવતરવાથી તથા બચ્ચાંને પોતે અશક્ત છતાં લાંબો સમય ધવડાવવાથી અને ઘર કામના બોજાથી આ રોગ લાગુ પડે છે. અંધારામાં ઉગેલા વનસ્પતિના છોડ, જે કુદરતી કાયદાથી સફેદ પુણી જેવા થઇ જાય છે, **તે જ કાયદો** મનુષ્યોને પણ લાગુ પડે છે. શુદ્ધ તંદુરસ્ત લોહીમાં સંખ્યાબંધ લાલ કણ જે દુરબીન વડે જોવામાં આવે છે, તે ઓછા થતા જાય છે. તેથી શ્વાસ મારફત શરીરના દરેક ભાગમાં **પ્રાણવાયુ** (Oxygen) જઇ શકતો નથી. ટુંકામાં લોહીમાં પાણીનો ભાગ વધતો જાય છે, ને ખાધેલું પચતું નથી, અને **સંગ્રહણી** અથવા ઝાડાનું આજ લગી અસાધ્ય મનાતું દરદ લાગુ પડે છે. આપણી દેશી ભાષામાં તેને આપણે **મુંબાઈનું "પાણી લાગ્યું"** એમ કહીએ છીએ. આ રોગપર અનેક ઉપાયો અને પેટંટ દવાઓ કરવામાં આવે છે પણ આખરે ફાયદો નહીં થવાથી દરદી થાકીને પોતાની જન્મભુમિમાં જાય છે. ત્યાં થોડા ઘણા ઉપચાર કરી છેવટે મૃત્યુવશ થાય છે. આવા દાખલા આપણે સૌએ અસંખ્ય જોયા હશે. આર્યાવર્તમાં અનેક ચમત્કારી ઔષધી ઉત્પન્ન થાય છે, જેના દષ્ટાંત તરીકે **હું ખાસ સંગ્રહણીની ઔષધી** જાહેરમાં મૂકું છું. મારી ચોક્કસ માન્યતા છે કે આ ઔષધ **સંગ્રહણીનો** જડમુળથી નાશ કરે છે. ફક્ત માસિક બે રૂપિઆની ફી વડે દવા કરીને ખાસ અમદાવાદમાં રહેનારા કેટલાએક ગૃહસ્થોને ભયંકર સંગ્રહણીથી બચાવી તેમનાં સર્ટીફીકેટો લીધાં છે. **ખાસ અમદાવાદની જ પ્રજા જુદાજુદા લતામાં જુદીજુદી જ્ઞાતિના જે જે ગૃહસ્થોને** ગઇ સાલમાં સંગ્રહણી, ઝાડા, અતીસાર મરડા તથા ડુંટી પાસેના આંતરડાના વ્યાધીથી ગમે તેવા જીવલેણ ઝાડાના રોગથી મુક્ત કરીને અમોએ સર્ટીફીકેટો લીધાં છે, **તેમને જ તમો જાતે રૂબરૂમાં મળી, પુછીને ખાત્રી કરો.**

**વૈદ્ય હરિશંકર લાધારામ દ્વિવેદી,**

સંગ્રહણી (ઝાડાનો રોગ) અને સુવારોગના ખાસ વૈદ્ય,

દોશીવાડાની પોળ, અમદાવાદ.



श्री सीमन्धराय नमः ॥

श्री

# તપસ્વિની.

## મંગલાચરણ—પ્રભુસ્તુતિ અને વસ્તુસૂચન.

પાત્રો—સૂત્રધાર, નટી તથા બાળાઓ.

ગાયન.

**સૂત્રધાર**—સીમન્ધર ધર અમ અરજ પ્રભો (૨)
કર ગ્રહ અમ તણો, પાપી તવ બાળકનો,
સાગર છું દયા તણો,
દયા કર, મયા કર, દુઃખ હર, શાંતિ ભર....ધર૦
તવ ચરણરજ શિર ધરીને, જન્મ અમ કૃતાર્થ કરીને,
હૃદયે સ્થાપી નિત્ય હરિને,
નમીએ ના........થ; અહોજી હા........થ,
દુઃખ વિલાય, સુખ રેલાય,...............ધર૦

**નટી**—(પ્રવેશ કરી) પ્રભો, ક્ષમા કરો, આજ જરા મોડું અવાયું.

**સૂત્રધાર**—આવા માંગલિક પ્રસંગમાં વિલંબ કરવાનું કારણ ?

**નટી**—આપની આજ્ઞાનુસાર પુષ્પો વીણવા ગઇ હતી ત્યાં આપે સૂચવેલા "તપસ્વિની"ના ઈતિહાસનો વિચાર કરતાં સમયનું ભાન વિસરી જવાયું. તપસ્વિનીનો વૃત્તાંત સાંભળનારાઓ તેમાં તલ્લીન બની જાય તેમાં નવાઇ શું!

**સૂત્રધાર**—નહિસ્તો: "તપસ્વિની"ના પ્રભાવે આજ કુસુમો પણ કેવાં ઉત્તમ પ્રકારના આવી ગયાં છે! બાળાઓ, તેના જ પ્રતાપે તમારો

વેશ પણ કેવો સુંદર બન્યો છે! કહો ત્યારે, સતીના ગુણોનું વર્ણન કરવામાં જ્યારે ઉત્તમ વસ્તુઓનું આકર્ષણ થાય ત્યારે સતી પોતે શું શું કાર્ય ન કરે!

## ગાયન.

બાળાઓ—હશે મહાસતી ભગવતી જે ખરે (૨)
સંસાર સ્વર્ગ તે કરે ....હશે.
પ્રાણ જતાં પણ સિંહ બાળ જે તૃણ કદી નહિ ચરે, (૨)
દુઃખઓઘ શિર પડે તથાપિ સતી કદી નહિ ફરે....હશે.
પતિ તણી સેવામાં નિશદિન સતી ઉમંગે રહે, (૨)
મહાકષ્ટથી પ્રાપ્ત થતી ચીજ (૨) સતી પતિ સન્મુખ ધરે....હશે.
દુર્જનના સંતાપવડે પણ સતી જરી નહિ ફરે, (૨)
સતી દુઃખથી શાપ દીએ તો (૨) દુર્જન ફાટી મરે....હશે.
સતીતણું શુભ નામ જગતમાં દુઃખ દારિદ્રા હરે, (૨)
ભગવતી સૌ ભયભંજન કરતી (૨) જન્મ સફળ તે કરે....હશે.

# અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

---

**સ્થળ**—હીમાચળ પર્વત.

**પાત્રો**—વિશ્વભૂતિ, અજીતસિંહ, ભ્રમણાનંદ, વનદેવી, નારદ વગેરે.

(શાન્તા નદીનું મૂળ જેમાંથી નીકળે છે તે હીમાચળ પર્વતની ગુફામાં વિશ્વભૂતિ ગુરૂ અને તેમના શિષ્યો ધ્યાનગ્રસ્ત બેઠા છે. સિંહ બકરી સૌ વેર છોડી સાથે બેઠા છે. વનદેવીનું આકાશમાર્ગે ત્યાંથી નીકળવું અને માહાત્માને જોઇ તેમને પ્રણામ કરી જરા સ્થંભી એક તાળી પાડી પોતાની અન્ય પંદર સખી-દેવીઓને બોલાવી આવા મહાત્માઓને પ્રણામ કરવાની પોતાની ફરજ સમજી સર્વે દેવીઓએ પ્રણામ કરી આનન્દ નાચ શરૂ કરવો.)

**ગાયન.**

સા સા પપ ધમ પગ સરેસા સા સા ગરેગ
સાગમ ગરેસા—
સારેરેરે સાગગગ સામમમ સાપપપ
સાધધધ સાનીનીની સા સા સા સા
સાનીનીની સાધધધ સાપપપ સામમમ
સાગગગ સારેરેરે ધની સારેપ સાસાસા .....સા.
સાગ સાગ સાગમ ગરે સાની સારે
ધધની સા સારે ગરે સાની ધની સા સા સા
પગ પગ પપ સાધપમ ગરે ગમ ગમ ગપ
નીસાની ધનીસા
સા....ગ....પ....સા....સા....પ....ગ....સા....સાસા.

(સર્વ દેવીઓ પ્રણામ કરી આકાશ માર્ગે ચાલી જાય છે. મહાત્માઓ યોગ સમાધિમાંથી જાગૃત થાય છે. નારદ મુનિ પધારે છે).

**શિષ્યો**—(ઉભા થઇ વિનયથી) પધારો પધારો, નારદ મુનિ, પધારો.

(નારદમુનિ વિશ્વભૂતિની પાસેના એક આસનપર વિરાજે છે)

**વિશ્વભૂતિ**—અહો, બાલબ્રહ્મચારી મુનિ, આપનાં પગલાં અહિં ક્યાંથી?

**નારદ**—સ્વર્ગલોકમાં ઇંદ્રની કચેરીમાં જઇ પાછા ફરતાં આપને આ પર્વતની ગુફામાં વિરાજેલા દેખ્યા તેથી આપનાં દર્શન સારૂ લલચાયો.

**વિશ્વભૂતિ**—ઇંદ્રની સભામાં કાંઇ જાણવા જેવું?

**નારદ**—મહારાજ, કંઈ કહેવાનું જ નથી.

**વિશ્વભૂતિ**—એવું શું છે ભલા?

**નારદ**—આખા મૃત્યુલોકના માથે એક કલંક આવી ગયું છે.

**આત્માનંદ**—હેં, હેં, અમારા ગુરૂ વિશ્વભૂતિ જેવા પરમોપકારી મહાત્માઓ હયાતી ધરાવવા છતાં મૃત્યુલોક માથે કલંક? કાષ્ટ કદી પાણીમાં ડૂબ્યું સાંભળ્યું છે? અગ્નિની ગતિ નીચી ગયેલી સાંભળી છે? સમુદ્રે પોતાની મર્યાદા મૂકી સાંભળી છે? માતાનો પોતાના સંતાનપરનો વાત્સલ્ય પ્રેમ ત્રુટી ગયો જોયો છે? ગુરૂ વિશ્વભૂતિ હયાતી ધરાવતા હોવા છતાં આ મૃત્યુલોકને માથે કલંક આવે તો નેવનાં પાણી મોભે ચઢી જાય, પૃથ્વી રસાતળ જાય, આકાશ અવની અને પાતાળ સર્વે એકમેક થઇ જાય.

**નારદ**—આત્માનંદજી, વરને કોણ વખાણે? વરની મા. એક યોદ્ધા, પોતાના બળની ઘણી તારીફ સ્વમુખે કરતો હોય તેમાં શું થઇ ગયું? જ્યારે ગામના લોકો વરને વખાણે ત્યારે જ વરનાં ખરાં વખાણ થયાં કહેવાય. જ્યારે આખું જગત્ યોદ્ધાની પ્રશંસા કરે ત્યારે તે યોદ્ધા જગતમાં માનને લાયક થઇ પડે.

**વિશ્વભૂતિ**—પણ નારદમુનિ, આ ભરમ શો કામનો? વાત ખુલ્લી કરો. અમારા હૃદયમાં ઉત્પન્ન થયેલી જિજ્ઞાસાને તૃપ્ત કરો.

**નારદ**—ગુરૂજી, ઇંદ્રની સભામાં એક એવો પ્રશ્ન ઉત્પન્ન થયો છે કે હાલના જમાનામાં આ કળિકાળમાં બીજાના દુઃખે દુઃખી થનાર, જગત્ માત્રનું કલ્યાણ કરનાર, સર્વ પ્રાણીને પોતાના બંધુ સમાન ગણનાર અને સમસ્ત જગતને પોતાના શરીરના અંગો સમાન ગણનાર કોઇ પણ મનુષ્ય હયાતી ધરાવે છે કે કેમ. ઇંદ્ર મહારાજાએ જણાવ્યું અને મ્હેં પણ કહ્યું કે સત્યના આધારે ચાલતી પૃથ્વીમાં સત્યને ખાતર જાન અર્પનાર મનુષ્યો હયાતી ધરાવે જ છે અને તેથી જ પૃથ્વી ચાલે છે. પણ દેવોનું મન માન્યું નહિ.

**વિશ્વભૂતિ**—દેવોનું મન ન માન્યું હોય તો તેમને મ્હારી વતી આટલું પણ કહેજો કે આ કાળે તેમણે જણાવેલા મહાત્માઓ હયાતી

ધરાવે છે, એટલું જ નહિ, પણ આ જમાનામાં સ્ત્રીઓ પણ એવી પડી છે કે જે પરના દુઃખે દુઃખી થાય, પોતાના સુખના ભોગે બીજાને સુખી કરે અને આખા જગત્માં આનંદની વૃષ્ટિ કરે.

**ભ્રમણાનંદ**—મહારાજ, ગુરૂની ભૂલ થતી હોય તો શિષ્યે જણાવવી જ જોઇએને ?

**વિશ્વભૂતિ**—ખરેખર.

**ભ્રમણાનંદ**—ત્યારે આપે કહ્યું કે આ જમાનામાં એવા મહાત્માઓ હયાતી ધરાવે છે એ તો જાણે કે બરાબર, પરંતુ એવી સ્ત્રીઓ હયાતી ધરાવે છે એવું તો મ્હારૂં માનવું નથી.

**વિશ્વભૂતિ**—હું કહું છું તે વિચાર કરીને જ કહું છું અને તે બરાબર છે.

**ભ્રમણાનંદ**—મહારાજ, હું હજુ કહું છું કે આપની ભૂલ થાય છે.

**વિશ્વભૂતિ**—જરા પણ નહિ.

**નારદ**—ભ્રમણાનંદજી, ગુરૂજીનાં વચનપર શ્રદ્ધા રાખો.

**ભ્રમણાનંદ**—આપ મને અંધ શ્રદ્ધા રાખવાનું સૂચવો છો. મ્હારાથી તે કદી બનશે નહિ. મ્હોટા પુરૂષો એક વાર અસત્ય બોલી ગયા તે પછી શું તે પાછું ન ખેંચી લે—પોતાની ભૂલ કબુલ ન કરે ?

**વિશ્વભૂતિ**—પણ જ્યાં ભૂલ જ નથી ત્યાં કબુલ કરવાપણું નથી. જ્યાં ગુન્હો જ થતો નથી ત્યાં માફી માંગવાની હોતી નથી. જ્યાં સત્ય વચન જ ઉચ્ચારવામાં આવે છે ત્યાં પાછું ખેંચી લેવાપણું નથી હોતું પરંતુ તેને દૃઢ કરવાપણું હોય છે.

**ભ્રમણાનંદ**—બીલકુલ જુઠું.

**આત્માનંદ**—બસ કરો, ભ્રમણાનંદજી, આપને ગુરૂજીના વચનમાં શ્રદ્ધા ન હોય તો ખાત્રી કરી જુઓ. આપના વધારે ભારે શબ્દો અમે સાંભળી શકતા નથી. પિતાને ગાળ દેતા એક પુત્રનું વર્તન બીજો પુત્ર નજરે જોવા છતાં શું સાંખી શકશે ?

**નારદ**—કદી નહિ.

**ભ્રમણાનંદ**—ત્યારે ગુરૂજી જણાવી દે કે કઇ સ્ત્રી આ જમાનામાં એટલી બધી બળવાન્ છે ?

**વિશ્વભૂતિ**—તપસ્વિની.

**ભ્રમણાનંદ**—શું તપસ્વિની ?

**વિશ્વભૂતિ**—હા, તપસ્વિની.

**ભ્રમણાનંદ**—એ ન્હાની બાળાનાં વખાણ મ્હારા કાન સાંભળવા જરા-

પણ તૈયાર નથી. અમારા વર્ષોના તપોબળ સામે એ ન્હાની બાળા ટક્કર ઝીલી શકશે?

**વિશ્વભૂતિ**—હું તો એમ માનું છું.

**નારદ**—ગુણ-અવગુણની પરીક્ષા કરવાનું ધોરણ ઉમ્મર નથી.

**ભ્રમણાનંદ**—સાચું છે, પરંતુ આ તપસ્વિનીમાં તે શું ગુંજાશ છે કે અમારી પરીક્ષા આગળ તે ટકી શકે. એક પુષ્પની પાંખડી મસળી નાંખવાનું કામ, એક પાપડને ભાંગી નાંખવાનું કામ જેટલું સ્હેલું છે તેટલું જ સ્હેલું આ તપસ્વિનીને સત્યથી ચલિત કરવાનું કામ છે.

**અજીતઋષિ**—ભલે ત્યારે, આપ પ્રયત્ન કરી જુઓ. જો મ્હારી વ્હાલી પુત્રીને આપ કોઇ પણ પ્રકારે સત્ય પંથેથી ચળાવવા શક્તિમાન્ થશો તો હું ગુરૂ વિશ્વભૂતિનો શિષ્ય મટી આપનો શિષ્ય થઇશ.

**ભ્રમણાનંદ**—ઠીક ત્યારે, ગુરૂજી, હું રજા લઇશ પરંતુ આજની વાત બ્હાર ન જાય તે ધ્યાનમાં રાખશો અને નારદજી, આપ પણ ઇંદ્રરાયને કહેશો કે જે જે દેવોની સહાયની મ્હારે જરૂર પડે તેઓ તત્કાળ મ્હારી પાસે આવે.

**નારદ**—ઘણું સારૂં.

(ભ્રમણાનંદ જાય છે).

**નારદ**—ગુરૂજી, ઘણું જ ખોટું થયું. આપને વ્યર્થ તકલીફ પડી.

**વિશ્વભૂતિ**—ખોટું કંઈજ નથી થયું. જ્યાંસુધી સુવર્ણ કસોટીએ ચઢતું નથી ત્યાંસુધી તેની ખરી કીમત અંકાતી નથી. જ્યાંસુધી મોતી ઝવેરીના હાથમાં જતું નથી ત્યાંસુધી તેનું ખરૂં મૂલ્ય અંકાતું નથી, જ્યાંસુધી કુળવાન્ પિતાનાં બાળકો પોતાના કુળની કીર્તિ અમર રાખવા દેહ કુરબાન કરતા નથી ત્યાંસુધી તેમના કુળના સાચા અભિમાનની પરીક્ષા થતી નથી, અને જ્યાંસુધી મહાત્માઓના ગુણોને કસવામાં નથી આવતા ત્યાંસુધી સાચા ખોટા મહાત્માઓની ખબર પડતી નથી. માટે આજનો દિવસ તો અમારે મન આનંદમય છે.

**નારદ**—ઠીક ત્યારે, હું પણ રજા લઉં છું, ફરી ઇંદ્રસભામાં જઉં છું, બનેલી બીના કહું છું અને પાછો આવતો રહું છું. (સ્વગત) નારાયણ (૩) સળગી તો ખૂબ. હવે જવા દે અને નારદવિદ્યા અજમાવવાનો બીજો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યાં પ્રકટ થવા દે.

(નારદ સ્વર્ગલોકમાં જાય છે. મહાત્માઓ વિચારવશ થઇ જાય છે).

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—સુવર્ણનગર તરફ જવાનો માર્ગ.

**પાત્રો**—હર્ષચંદ્ર, વિલાસિની અને સુંદરલાલ.

**હર્ષચંદ્ર**—અન્યાય, અન્યાય, કેવળ અન્યાય! ઇશ્વર, ત્હારા ન્યાયી રાજ્યમાં આવો અન્યાય? ત્હારા ઝગમગતા ઘરમાં આટલું બધું અંધારૂં? દુનીઆની ખુણે-ખોચરે ભરેલી બલા તે બધીએ મ્હારા શિરપર! આવું જાણતો હોત તો બ્રહ્મચારી શું કરવા થાત? બ્રહ્મચારી થયા એટલે ખાવું નહિ પીવું નહિ પણ કડાકા કરવા? બૈરી પરણવી નહિ પણ તેના સામુંએ ન જોવું? ઇશ્વરે આપેલી આંખોનો ઉપયોગ પણ ન કરવો? જો ખરૂં પૂછો તો આપણા મ્હોંમાં તો બૈરીનું નામ સાંભળતાં જ પાણી આવી જાય છે! રામ રામ! જુનો જમાનો તો વીતી ગયો, નહિ તો ચરણામૃતની અભિલાષાવાળી સ્ત્રીઓ પણ મેળવી શકત! રાજ્યદરબારીઓ પણ સાધુની સંખ્યા ઓછી કરવા ધારે છે. નારાયણ, નારાયણ! ત્હારૂં નામ જપતાં છતાંએ દુઃખનું દુઃખ! આ તે કેટલો અન્યાય! હાલના બ્રહ્મચારીઓ કરતાં આપણે તો જુદો જ માર્ગ લીધો છે. પૈસા ટકાએ રાખવા, રેશમી લુગડાં પ્હેરવાં, ખાસા મઝાંના અત્તર ઘાલવાં! સંસ્કૃત બંસ્કૃતનો અને અંગ્રેજીનો પણ અભ્યાસ કર્યો એટલે આપણને માનનારની ધાડ ઓછી નથી. આ બધું તો ઠીક પણ ફેશનેબલ બ્રહ્મચારીને ત્યાં વીઝીટો ઉપરાઉપરી થાય છે એટલે અંદરનું દુઃખ તો વધતું જ જાય છે. સ્ત્રીની સાથે વાતચીત કરવાનો પ્રસંગ દૂર જ નાસતો જાય છે! ભાઇ, મ્હેં એકલાએ પાપ કર્યાં છે તે આખી દુનીઆની બલા મ્હારી પાછળ પડી છે? શ્રીમંતોને દરેક દીઠ બબ્બે ત્રણ ત્રણ સ્ત્રીઓ જોઇએ તો મ્હારે નામની તો એક રાખવી કે નહિ? સ્થળે સ્થળે નોનસન્સ ભરાઇ ગયું છે! પણ આ દુઃખ તે કોને કહેવાય? આપણે તે કંઇ સંસારી છીએ કે પેપરમાં સ્ત્રી પરણવાની જાહેર ખબર છપાવીએ? શિવ! શિવ! ગઇ કાલે ધર્મમંદિરમાં ભાષણ આપતી વેળાએ આપણી સીકલથી છક્ક થયેલી વિલાસિની આજ રાત્રિના અગીઆર વાગતાં અહીં મળવા આવનાર છે. ત્યારે, આપણે એને આપણા આનંદનું સાધન બનાવીશું? પણ, આપણે તે એક દુઃખ છે!

હાથે રાંધો, હાથે સાંધો, હાથે ઝાડુ કાઢો,
મળતી ના ઘર કામ કરે જે, કહે છે એ તો વાંઢો.

ઠીક ત્યારે, શું કરીએ? શાંતં પાપં, શાંતં પાપં! અહો સામેથી ફૂલ પાવરે આવતાં શ્રીમતી જણાય છે ને શું? એકાંતમાં બેસી જઈ તેમના વિચારો તો સાંભળવા દે.

ગાયન.

વિલાસિની—મનમથ મમ મન મથન કરંતો,
નથી દુઃખ આ સ્હેવાતું;
અંતર ઘાથી ઘાયલ થઇ હું, નથી કોને કહેવાતું ....મનમથ.
કહે છે કે પરણ્યા પછી, પરણેલાં પસ્તાય,
સખીઓ મુજ પરણી બધી, અંતર શું હરખાય.
સારાં સારાં વસ્ત્રો પ્હેરી ઘાટ રૂડેરા ઘાલે છે,
નીચું જોઈ જતી સાસરે, અંતર કેવી મ્હાલે છે!
અતિ હર્ષે પતિ હાથ રે એ તાળી લે છે,
આલિંગન પણ સાથ રે આનન્દે દે છે,
અનંગ જંગ મચ્યો જ્યાં આજે અંગે કંઇ કંઇ થાતું. મનમથ.

અરે, અહીં કેમ કોઇ દેખાતું નથી? મ્હારી નોટથી બ્રહ્મચારીને અપમાન તો નહિ લાગ્યું હોય? બ્રહ્મચારીને વળી માન અપમાન હોય કે? આજકાલ તો આપણે માથે દુઃખનાં પોટલાં પડ્યાં છે, કારણ એ કે પિતાજીએ આપણું વેવિશાળ પેલા બુઢીઆ સુન્દરલાલ સાથે કર્યું છે અને તેની સાથે જ પરણાવવાની તૈયારી કરે છે. હરિ હરિ, ત્હેં જગતમાં સ્ત્રીઓને પેદા કરી તે આવાં દુઃખો ખમવા સારૂ? આપણે બે અક્ષર ભણ્યાં ગણ્યાં એટલે ઉંચી આશાઓના કીલ્લા બાંધ્યા તે આ સારૂ? પિતાજીના જેટલી ઉમ્મરવાળા બુઢ્ઢાને પરણવા સારૂ? નહિ નહિ, આ ખુબસુરતી, આ નાજુક બદન અને અંદરનું પ્રીતિભર્યું દિલ એ બુઢ્ઢાને નહિ જ સોપું! હર્ષચંદ્રના રૂપથી હું ઘાયલ ઘાયલ થઇ ગઇ! એના જેવા છેલબટાઉ, આનન્દી અને ફક્કડ જવાનને દીલદાર તરીકે પસંદ કરવો એમાં પણ માન છે! પણ વખાણી ખીચડી જ દાંતે વળગે. હજુ સુધી તેમનું નામનિશાન પણ ક્યાં છે? એ તો નક્કી સિદ્ધાંત કે:—

કપટી ને મન મેલડા પાપી પુરૂષો હોય,
ભોળી ભામા ભોળવે,

**હર્ષચંદ્ર**— જો ભામા એ મ્હોય.

**વિલાસિની**—લો, મી. હર્ષચંદ્ર, ગુડ નાઇટ ( શેકહેન્ડ કરવા જાય છે )

**હર્ષચંદ્ર**—સબુર, સબુર, ગુડ નાઇટ, મીસ વિલાસિની, પણ જરા દૂરથી વાત કરો !

**વિલાસિની**—હેં મ્હારૂં અપમાન ?

**હર્ષચંદ્ર**—કારણકે ધાર્યું છે બ્રહ્મચારીનું નામ.

**વિલાસિની**—બ્રહ્મચારી એટલે કાયદાના ગુલામ ?

**હર્ષચંદ્ર**—છીએ જ દુનીઆના ભક્તોના નિમકહરામ.

**વિલાસિની**—દુનીઆની દરકાર દુનીઆથી વિરક્ત માણસોને ?

**હર્ષચંદ્ર**—કારણકે દુનીઆમાં જ ફરવાનું છે એ માણસોને !

**વિલાસિની**—મી. હર્ષચંદ્ર !

**હર્ષચંદ્ર**—મીસ વિલાસિની, બ્રહ્મચારી તરીકે ઓળખાતા હર્ષચંદ્રને મી. ન લગાડાય–મહાશય લગાડાય; માટે માફી માંગી લ્યો.

**વિલાસિની**—મહાશય હર્ષચંદ્ર, માફ કરો, અને મ્હારી એક અરજ લક્ષમાં ધરો.

**હર્ષચંદ્ર**—ભલે, શરૂ કરો, આજના મેળાપનું કારણ જાહેર કરો.

**વિલાસિની**—મહાશય, દીકરીઓ એટલે શું માબાપે ઇજારે રાખેલી ગુલામડીઓ ?

**હર્ષચંદ્ર**—નહિ, નહિ, એ નોનસન્સ છે.

**વિલાસિની**—ત્યારે માબાપો પુત્રીઓને પરણાવવાનું કામ પુત્રીઓને પોતાને કેમ નહિ સોંપતા હોય ?

**હર્ષચંદ્ર**—કારણકે સ્ત્રીઓમાં સારો માટી ખોળવાની આવડત નથી હોતી.

**વિલાસિની**—એટલે ? જે માબાપ બુઢ્ઢા ધણીને વેરે લગ્ન કરે તે માબાપોની આવડત કેવી ?

**હર્ષચંદ્ર**—નંબર વન–ફર્સ્ટ ક્લાસ !

**વિલાસિની**—શું આપે કંઇ કેફી દવાનો ડોઝ તો નથી લીધોને ?

**હર્ષચંદ્ર**—નહિ, નહિ, હું પુરા હોશમાં બોલું છું. ધરડા મીસ્ટરની મીસીસો પૂર્ણ સ્વતંત્રતાથી ફરે છે, મરજી આવે તેની સાથે આનંદ કરે છે અને મીસ્ટરજીને પોતાના ઓર્ડર મુજબ ચાલવાનું શિક્ષણ ધરે છે.

**વિલાસિની**—અરે વ્હારે, એમાં તે શું સુખ?
**હર્ષચંદ્ર**—ત્યારે વળી બીજું શું સુખ આપને જોઇએ?
**વિલાસિની**—જે સુખ સારૂ અલબેલીઓ ફરે છે તે.
**હર્ષચંદ્ર**—ત્યારે તે પ્રશ્ન કોઇ અલબેલીને પુછો.
**વિલાસિની**—બ્રહ્મચારીએ તો દરેક ઉત્તર આપવો જોઇએ. શંકાનું સમાધાન કરવાની તેમની ફરજ છે.

**હર્ષચંદ્ર**—શંકાનું સમાધાન કરવાની તેમની ફરજ, કડાકા કરી મરી જવાની તેમની ફરજ, સ્ત્રીના સામું પણ ન જોવાની તેમની ફરજ, આ ફરજ, તે ફરજ, દુનીઆની બધી ફરજોની બલા બ્રહ્મચારીને માથે નાંખશો તો અજીર્ણ થઇ જશે અને એકને બદલે બીજી ફરજ અદા કરવા તત્પર થઇ જશે.

**વિલાસિની**—અરે, પણ મારી શંકાનું સમાધાન તો કરો. મ્હારો પિતા મ્હારા લગ્ન સુંદરલાલ નામના પેલા બુઢ્ઢાની સાથે કરનાર છે માટે મ્હારે શું તે બુઢ્ઢાની ચ્હેમાં બળી મરવું?

**હર્ષચંદ્ર**—નોનસન્સ, જરી પણ નહિ. પણ શ્રીમતી, જરા એ તો જણાવો કે આપ જુના વિચારવાળાં છો કે નવીન વિચારવાળાં, જુના કુધારાવાળાં છો કે સુધારાવાળાં અને અભડછેટ તથા જ્ઞાતિબંધનની તરફેણમાં છો કે પ્રીતિભોજન અને સંમેલનની?

**વિલાસિની**—આપનાં લેક્ચરો સાંભળનાર સુધારાવાળી જ હોવી જોઇએ. અક્કલથી ખ્યાલ કરી લ્યોને. પણ એ પ્રશ્ન પૂછવાનું કારણ?

**હર્ષચંદ્ર**—કારણકે જુના વિચારવાળી તો પિતાની ગમે તેવી આજ્ઞા સારૂ મરી ફીટે છે, જ્યારે સુધારાવાળી તો પિતાની આજ્ઞાને ઢેમ કરી બ્હાર નીકળી જાય છે, જુના વિચારવાળીઓ નાત જાતને રાક્ષસ માની તેનાથી છપન કોસ દૂર ભાગે છે જ્યારે સુધારાવાળી નાત જાતને પગ તળે ચગદી નાંખે છે. (સ્વગત) જોઇએ છે કે આપણી સોગટી કેવી વાગે છે!

**વિલાસિની**—હું તો નાતજાતની પરવા પણ નથી કરતી. પણ મને મ્હારી મુસીબતમાંથી નીકળવાનો રસ્તો તો બતાવો.

**હર્ષચંદ્ર**—રસ્તો શું બતાવું? હાલના જમાનાની સ્ત્રીઓ પોતાની મેળે જ રસ્તો ખોળી લે છે. બુઢ્ઢાને ત્યજી દઇ બીજા લાયક પતિને તનમન અર્પણ કરવું. (સ્વગત) હું પણ એક કેન્ડીડેટ છું.

**સુન્દરલાલ**—( સ્વગત ) મને ખબર મળી છે કે મ્હારી સાથે પરણવા તૈયાર થયેલી વિલાસિની......અરર! પોતાની સ્ત્રીનું નામ દીધું! ભૂલ થઇ ગઇ, કોઇ જોતું તો નથી ને? તે અહીં હર્ષચંદ્રને મળવા આવવાની છે. અહો, આ સામે જ બન્ને દેખાય છે ને! મ્હારો બેટો બ્રહ્મચારી, મફતના માલમલીદા ખાઇખાઇને કેટલી ચરબી વધારી છે પણ વચમાં બોલવામાં માલ નથી.

**વિલાસિની**—મહાશયજી, આપના વિના એ જગોને માટે ફીટ બીજો કોઇ માણુસ મને લાગતો નથી.

**હર્ષચંદ્ર**—( સ્વગત ) જોઇતું હતું અને વૈદે કહ્યું. ( પ્રકાશ ) અરરર, મહાપાપનું કામ! અમારાથી તો સંસારી ન થવાય. આઘાં જાઓ, આઘાં જાઓ.

**વિલાસિની**—ત્યારે હું કૂવે પડીશ પણ એ બુઢ્ઢાને અને આપના વિના બીજા કોઇ બાબુચકને તો નહિ જ પરણું.

**સુન્દરલાલ**—( સ્વગત ) આ તો સુધારે ઘર ઘાલ્યું! ના રે મ્હારી નાની શાણી, હું છાતીપર બેઠો છતાં તમારે કૂવે પડવાનું?

**હર્ષચંદ્ર**—અરર, કૂવો હવાડો કરશો તો તમારો પિતા ગભરાઇ જશે!

**વિલાસિની**—તેમના ગભરાટની આઇ ડૉન્ટ કેર.

**હર્ષચંદ્ર**—કારણ?

**વિલાસિની**—મ્હારા સુખ સામું તેમણે ન જોયું તો તેમના દુઃખની મને શી પડી છે?

**સુન્દરલાલ**—( સ્વગત ) સુધારાનો આ પ્રતાપ!

**હર્ષચંદ્ર**—તે તો બરાબર; પણ હું તમને ન સંગ્રહી શકું. મ્હારે તો સુડી વચ્ચે સોપારી જેવું થયું.

**વિલાસિની**—જગતના ઉપર ઉપકાર કરવાને આ વેશ ધારણ કર્યો હોય તો આ જીવનું દુઃખ દૂર કરો. ( હર્ષચંદ્રને સ્પર્શ કરે છે. )

**સુન્દરલાલ**—( સ્વગત ) આ તો ગોટાળો!

**હર્ષચંદ્ર**—અરર, મ્હારે ઉપવાસ કરવો પડશે.

**વિલાસિની**—ચાળા જવા દ્યો. હા કહો છો કે ના? મ્હારી હત્યા ત્હમારે માથે.

**હર્ષચંદ્ર**—અરે, પણ આ તે શું? વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો! શ્રીમતી, તમારી હત્યા મારે માથે કૃપા કરી ન નાંખો.

**વિલાસિની**—ત્યારે ચાલો. ઝાલો મ્હારો હાથ અને ચાલો મ્હારા સ્વામીનાથ. તમે મીસ્ટર અને હું મીસીસ.

**સુન્દરલાલ**—(સ્વગત) સ્વામીનાથ તો આ માંખો મારે! હાય હાય, શું કરૂં? વાણીયાવિદ્યા ચલાવી ગમ ખાઈ જઉં છું, કારણકે જો બોલીશ તો આ પારકો માલ ખાઇને મસ્ત બનેલો બ્રહ્મચારી છોડીઆં પણ નહિ રહેવા દે.

**હર્ષચંદ્ર**—પણ આ વેષને લજવવો?

**વિલાસિની**—એ વેશ કાઢીને ફેશનેબલ કોટ, જાકીટ અને પેન્ટ ચઢાવવો, સુધારાનો અચ્છો ઠાઠ ઝમાવવો.

**હર્ષચંદ્ર**—(ધીમેથી) જ્યારે તમારી એટલી બધી તાણ છે, તો ભલે, તમારી સાથે લગ્ન કરીશું; બાકી આપણે તો આ જ સ્થિતિમાં સારા છીએ.

**વિલાસિની**—લગ્ન કરીશું શું? એ શે શું ભવિષ્કાળ કાઢી નાંખો. અહીં તો વર્તમાન વર્ત્તાવવો છે. (તેના હસ્ત ઝાલીને) પરમાત્મા આપણને સુખી રાખો. (સુન્દરલાલ છીંક ખાય છે.) આજથી થયાં આપણે સ્ત્રી અને ભરથાર; ચાલો શરૂ કરીએ આપણો સંસાર! માબાપ, નાતજાત અને ઘરબારની દૂર કરો દરકાર.

**સુન્દરલાલ**—(પ્રકાશ) અલ્યા, ઉભા રહો. મ્હારો ભાગ બીલકુલ કાઢી નાંખ્યો?

**હર્ષચંદ્ર**—ત્હારો?

**સુન્દરલાલ**—હા, મ્હારો. હું શું માણસની ઓળમાં નથી?

**વિલાસિની**—ખરેખર નહિ.

**સુન્દરલાલ**—ત્યારે મને શું હેવાન ધાર્યો?

**હર્ષચંદ્ર**—એમ જ.

**સુન્દરલાલ**—પણ ચશ્મેડાલ, મ્હારે તો બે પગ છે ને હેવાનને તો ચાર હોય છે.

**વિલાસિની**—જે મનુષ્ય ઘોરજોગ થવાની વેળાએ ઘરજોગ સ્ત્રીને પરણી લાવે તેને ચાર પગવાળો હેવાન કહેવામાં આવે છે.

**સુન્દરલાલ**—કારણ?

**હર્ષચંદ્ર**—સાઠી ને બુદ્ધિ નાઠી. મીસીસ હર્ષચંદ્ર, આ બુઢ્ઢા સાથે વાત પણ કરવી તે આપણા પોઝીશનની બ્હાર છે.

**સુન્દરલાલ**—ખબરદાર, જો વિલાસિનીને અડચો છું તો; નહિ સૌ મુકાવીશ ન્યાતબહાર.

**હર્ષચંદ્ર**—ન્યાતબહારની વખતે ન્યાતબહાર, પણ અત્યારે તો લેતો જા યાર. ( લાકડી મારે છે. )

**સુન્દરલાલ**—આ આંધળાઓને દોરનારી લાકડીનો આવો ઉપયોગ યાર ?

**હર્ષચંદ્ર**—તો લખી આપ કે 'વિલાસિની મ્હારી નહિ.' નહિ તો ચલાવું છું પાછો લાકડીનો પ્રહાર.

**સુન્દરલાલ**—લે ભાઇ લે 'વિલાસિની મ્હારી નહિ ત્હારી.'

**હર્ષચંદ્ર**—વાંચ જોઇએ બુઢ્ઢા.

**સુન્દરલાલ**—વિલાસિની મ્હારી, નહિ ત્હારી !

**હર્ષચંદ્ર**—બુઢ્ઢા લેતો જા. જેટલો વરસે ઘરડો તેટલો કપટે પણ ઘરડો થયો છું. (લગાવે છે.)

**વિલાસિની**—બુઢ્ઢા ત્હારા રસ્તે જા. ત્હારા જેવા નમાલા ધણીને હું પરણીશ કાં ?

**સુન્દરલાલ**—લોકો તો વાતો કરે છે ના ?

**હર્ષચંદ્ર**—લોકોના મ્હોમાં ધૂળ.

**સુન્દરલાલ**—જે બીજાની બૈરી પરણી જાય છે તેના મ્હોમાં ઇશ્વર ધૂળ નાખે છે !

**હર્ષચંદ્ર**—પાછો બોલ્યો. લેતો જા.

**સુન્દરલાલ**—અરે આ તે કાંઇ બરડો છે કે ઢોલ ? ! ( સ્વગત ) ઘેરથી નીકળતાં કોઇ ચુડા વગરની સોભાગ્યવંતી મળી હશે કે આજ બાસુદી પુરીનું જમણુ મળ્યું ! ( પ્રકાશ ) વિલાસિની, હં ! હં ! આ તો ઠીક નહિ.

**હર્ષચંદ્ર**—પાછું નામ દીધું !

## ગાયન.

ભ્હારે સુન્દરલાલ !

**વિલાસિની**—કન્યાના કાળ !

**બન્ને**— કેવો આવ્યો છું આજ હાથ લાગમાં.

**સુન્દરલાલ**—જારે જા યાર, નહિ આમાં કાંઈ સાર, રાખ બુઢ્ઢાને
ત્હારા તું ભાગમાં ....ભ્હારે

**હર્ષચંદ્ર**—લે લેતો જા.

**વિલાસિની**—તું લેતો જા.

**સુન્દરલાલ**—ભાઇ લાગું હું પાય, બાઈ મારે શું જાય ?!
**વિલાસિની**—કેવો આવ્યો બલદીઓ છે રાગમાં! ....વ્હારે

---

## પ્રવેશ ૩ જો.

---

**સ્થળ**—શાંતા નદીનો દેખાવ.

**પાત્રો**—નારદ, વિદ્યાધર, તેની દેવી, તપસ્વિની.

**નારદ**—નારાયણ (૩). તાલ ઝામ્યો તો ઠીક! શિષ્ય અને ગુરૂને થયેલી ખટાપટીથી કંઇ કંઇ જોવાનું અને જાણવાનું મળશે. ધન્ય છે ગુરૂ વિશ્વભૂતિને કે પોતાના શિષ્યને સતીની પરીક્ષા કરવાનો શુભ પ્રસંગ આપ્યો અને ધન્ય છે અજીતઋષિને કે પોતાની પુત્રીનાપર દુઃખો આણવાની હા પાડી.

( વિદ્યાધર પોતાની દેવી સાથે વિમાનમાં આવે છે. )

**નારદ**—( સ્વગત ) આ કોઇ વિદ્યાધર જણાય છે. તેની પાસે જઇ વળી કંઇ નારદ વિદ્યાનો ઉપયોગ કરવા દે. (પ્રકાશ) (વિદ્યાધરને) દેવ, આપ ક્યાંથી પધારો છો ?

**વિદ્યાધર**—મુનીવર, અમે દેવલોકમાંથી મૃત્યુલોકનાં આનંદનાં સ્થળો જોવા નીકળ્યાં છીએ; પણ આપ ક્યાંથી ?

**નારદ**—ગુરૂ વિશ્વભૂતિના આશ્રમમાંથી હું આ તરફ આવું છું. ત્યાં બનેલા એક બનાવની માહીતી આપને નહિ હોય.

**દેવી**—ના, તેમાં શું જાણવા જેવું છે ?

**નારદ**—ઘણુંયે ગુરૂએ કહ્યું કે આ કળિકાળમાં સ્ત્રીઓ પણ પુરૂષના જેટલી બળવાન્ હોઇ શકે અને શિષ્યે કહ્યું કે એ બને જ નહિ.

**વિદ્યાધર**—શિષ્યે શું ખોટું કહ્યું ? કળિકાળમાં સ્ત્રીઓનો આત્મા બલવાન્ જ ન હોય એમાં આશ્ચર્ય શું ?

**નારદ**—તે જ આશ્ચર્ય છે તો. વિશ્વભૂતિએ કહ્યું કે અજીતઋષિની પુત્રી તપસ્વિની ભવિષ્યમાં સતી ભગવતી રૂપે પૂજાનાર છે.

**વિદ્યાધર**—આ કળિકાળમાં ?

**નારદ**—જી હા.

**વિદ્યાધર**—હું તો નથી માનતો.

**દેવી**—અને હું પણ ક્યાં માનું છું? કળિકાળમાં મૃત્યુલોકની સ્ત્રીઓ સ્વર્ગલોકના ઉંચા સુખો ભોગવવા શક્તિમાન્ થાય ત્યારે તો થઈ રહ્યું ને!

**નારદ**—ભ્રમણાનંદે પણ વિશ્વભૂતિને એજ કહ્યું.

**વિદ્યાધર**—વારૂ ત્યારે પરિણામ શું આવ્યું?

**નારદ**—પરિણામ એ કે ભ્રમણાનંદે તપસ્વિનીના ચારિત્રબળની પરીક્ષા કરવી.

**વિદ્યાધર**—ભ્રમણાનંદ જરૂર વિજય પામશે અને વિશ્વભૂતિનાં વચનો અસત્ય ઠરશે.

**નારદ**—મ્હારૂં તો માનવું નથી.

**વિદ્યાધર**—આ આપ શું બોલો છો? બકરીઓના ટોળામાં સિંહણ તે કોઇ દિ હોય? આકડાના ફૂલમાં ગુલાબની સુવાસ જોઇ'તી?

**દેવી**—અને કાગડાઓના ટોળામાં કોકિલા તે હોતી હશે?

**નારદ**—આપ ભલે ના કહો પણ મ્હારૂં હૃદય તો સાક્ષી પૂરતું નથી.

**વિદ્યાધર**—પ્રત્યક્ષ કરીને બતાવું તો?

**નારદ**—તો તો જરૂર માનું.

**વિદ્યાધર**—દેવી, ભલે તમે આ વિમાનમાં બેસીને જાઓ. હું તપસ્વિનીની પરીક્ષા કરી પાછો ફરીશ.

**દેવી**—જેવી ઇચ્છા.

**નારદ**—મહારાજ, સુતેલા સિંહને જગાડવાનું માથે શામાટે લ્યો છો? કાળી નાગણને છંછેડવાનું શામાટે વ્હોરો છો? ભયંકર અગ્નિમાં હાથ શું કરવા ઝિંપલાવો છો?

**વિદ્યાધર**—આપને પ્રત્યક્ષ દાખલો બતાવવા.

**નારદ**—ભલે ત્યારે. મહારાજ, તપસ્વિની આ સમયે હમેશાં ફળફૂલ લેવા તથા સ્નાન કરવા આવે છે માટે તે આપને અહીં મળશે હું જઇશ. (સ્વગત) નારાયણ (૩), આપણુ ઠીક લાગ મળ્યો.

**વિદ્યાધર**—સ્ત્રીના આત્મા કેટલા બળવાન્ હોય છે તેની હમણાંજ પરીક્ષા કરી બતાવું છું. ભ્રમણાનંદ બિચારાને કોઈ પણ જાતની મુશ્કેલી નહિ વેઠવી પડે. જરા ખસી જાઉં અને પ્રસંગ આવ્યે પ્રકટ થાઉં. (વિદ્યાધર એક બાજુ જતો રહે છે.)

## ગાયન.

**તપસ્વિની**—ઋષિરાજ કાજે આજ, ફળફૂલ સ્નેહે વીણવા જાતી,
ફળફૂલ સ્નેહે વીણવા જાતી, 'કરૂં સ્નાન' ધ્યાન
મન લાતી....ઋષિ.
મહાપુણ્ય પિતૃભક્તિનું, ઉરે સદા હું ધારૂં,
તનમન સૌ તે પર વારૂં આજ, લેશ બીજું
નવ ચ્હાતી....ઋષિ.
પિતાતણાં વચને વન વસીઆ, રામ રાજ્યને છોડી,
માતતણી પ્રીત તોડી રાજ, પડ્યા કૂદી
સુખમાંથી....ઋષિ.
માતતાતની આજ્ઞા લોપી, અતિશય જે સંતાપે,
દુઃખઓધ શિરે નિજ સ્થાપે રાજ, પાપી
જીવડા આથી....ઋષિ.

ઋષિપિતા, ઋષિપિતા, આપના ઋણમાંથી હું કયારે મુક્ત થઇશ? આપે કરેલા મ્હારાપર અનંત ઉપકારનો બદલો આપની આ પુત્રી શી રીતે વાળે?

**વિદ્યાધર**—(પ્રકાશ) બાળા, આપ આમ કયાં જાઓ છો?

**તપસ્વિની**—મ્હારા ઋષિપિતાને માટે પુષ્પો લેવા, ફળો વીણવા અને સ્નાન કરવા.

**વિદ્યાધર**—આપની કાયા આ કાર્યને લાયક નથી.

**તપસ્વિની**—કારણ?

**વિદ્યાધર**—કારણકે એ અત્યંત કોમળ છે.

**તપસ્વિની**—એ કોમળ કાયા કસાવાથી કોમળતા સજી દેશે.

**વિદ્યાધર**—પણ એટલું બધું કરવાની જરૂર?

**તપસ્વિની**—જે પિતાએ પોતાની એકની એક પુત્રીને પોતાના જીવની પેઠે પાળી, અત્યંત શ્રમ લઇ તેનું રક્ષણ કર્યું, મહામહેનતે તેને કેળવણી આપી, સંસારસાગરને તરી જવાનો માર્ગ બતાવ્યો, તે પિતાને સારૂ—તે પૂજ્ય પિતાને સુખ ઉપજાવવા સારૂ આ કોમળદેહ જેવા અસંખ્ય દેહો પણ કુરબાન છે.

**વિદ્યાધર**—બાળા, તમે ભૂલો છો.

**તપસ્વિની**—શી રીતે?

**વિદ્યાધર**—પિતા માતા પોતાનાં પુત્રપુત્રીને ઉછેરવા બંધાયેલાં જ છે.

**તપસ્વિની**—તેજ રીતે પુત્ર-પુત્રીઓ પણ પોતાનાં માતપિતાને સુખ ઉપજાવવા દરેક રસ્તે બંધાયેલાં જ છે.

**વિદ્યાધર**—નહિ નહિ એમ નથી.

**તપસ્વિની**—તે શી રીતે?

**વિદ્યાધર**—જેમ માતપિતાને પોતાના સંતાનનું રક્ષણ કરવાની ફરજ છે તેમ તે સંતાનોને મ્હોટા થયા બાદ પોતાનાં સંતાનોનું રક્ષણ કરવાનું કર્ત્તવ્ય છે, નહિ કે પોતાનાં માતપિતાનું.

**તપસ્વિની**—આપનું કહેવું હું માની શકતી નથી. જે માતપિતા પોતાનાં બાળકોને અત્યંત શ્રમ લઇ ઉછેરે તે માતપિતા પોતાનાં બાળકો પાસેથી સેવા ચાકરીની આશા ન રાખી શકે?

**વિદ્યાધર**—કદાપિ નહિ. પોતાની ફરજ અદા કરવામાં બીજી આશા રાખી શકાય જ નહિ.

**તપસ્વિની**—એટલે આપ શું કહેવા માંગો છો?

**વિદ્યાધર**—આ કમંડળ ફેંકી દો, આ ઋષિપુત્રીને લાયક વસ્ત્રો તજી દો, અને આ મ્હારા વિમાનમાં બેસી દેવલોકનું સુખ અનુભવવા તૈયાર થઇ જાઓ.

**તપસ્વિની**—દેવલોકના સુખની ખાતર-અરે ઇંદ્રરાજાના વૈભવ ખાતર હું પિતૃભક્તિ ચૂકનાર નથી.

**વિદ્યાધર**—ત્યારે તમે આ સંસારમાં રહી શું સુખ પ્રાપ્ત કરી શકશો?

**તપસ્વિની**—પિતાની સેવા કરવી, પોતાના આત્માની સેવા કરવી અને આ જગદાધારની સેવા કરવી એ મ્હારે મન સંપૂર્ણ સુખ છે.

**વિદ્યાધર**—આ મૃત્યુલોકનાં સુખો સ્વર્ગલોકનાં સુખોની સાથે સરખાવતાં સુખો નથી, પણ ધગધગતા દુઃખના અંગારા છે.

**તપસ્વિની**—પરમાત્માએ સૂચવેલે રસ્તે જતાં, પિતાજીની ભક્તિ કરતાં, પોતાની ફરજ બજાવતાં અને શિરપર રહેલું ઋણ પૂરૂં કરતાં આ ધગધગતા દુઃખના અંગારા મને સુખરૂપ લાગશે અને સ્વર્ગનાં સુખોની લાલસા મને ધગધગતા અંગારા જેવી લાગશે.

**વિદ્યાધર**—ધન્ય છે, તપસ્વિની, પણ તમારી પિતૃભક્તિની સેવાના અનુપમ ફળ તરીકે તમને સ્વર્ગલોકમાં લઇ જઇ અત્યંત સુખથી ભરેલી સેજમાં મૂકવાની મને આજ્ઞા થઇ છે માટે આવો વેશ કાઢી

નાંખો અને ઉતમ અલંકારો, આભૂષણો તથા ભોજનોનું સુખ પ્રાપ્ત કરવા ચાલો.

**તપસ્વિની**—પિતાજીની સેવાનો અલભ્ય લાભ ત્યજી દઈ હું તમારી સાથે આવવા બીલકુલ નારાજ છું.

**વિદ્યાધર**—જે લાભ ઋષિ મુનિઓને વર્ષોનાં વર્ષો સુધી તપ કરવાથી નથી મળતો તે તમને સ્હેજમાં પ્રાપ્ત થયો છે માટે આવતી લક્ષ્મીને વધાવી લ્યો.

**તપસ્વિની**—મહાદેવ, જગતમાં રહી પ્રભુભક્તિમાં અત્યંત લીન થવાથી સ્વર્ગનાં ધારેલાં સુખ પ્રાપ્ત થઇ શકે, પણ પિતાની સેવા કરવાનો મળેલો અનુપમ અવસર કોઇ ઉપાયે મળી શકતો નથી માટે તમારી સલાહ હું ધ્યાનમાં લઇ શકતી નથી. મને વધુ સમજાવવી રહેવા દો.

**વિદ્યાધર**—તપસ્વિની, બાળા, આવું અપમાન હું સહી શકતો નથી. તમે સ્વર્ગનું સુખ બતાવવાની મ્હેં ઇચ્છા બતાવી તેનો શું તું અનાદર કરે છે ?

**તપસ્વિની**—હા, હા, એક વાર ફરીથી જણાવું છું કે મ્હારૂં કર્ત્તવ્ય પૂર્ણ કરવું એ મને સ્વર્ગના સુખ કરતાં પણ અનંત ગણું પ્રિય છે.

**વિદ્યાધર**—ઠીક છે.

( તપસ્વિની જાય છે. )

**વિદ્યાધર**—અંજાણ બાળા, ત્હારી તે શું ગુંજાશ છે કે એક દેવની પરીક્ષા આગળ તું ટકી શકે ? મોઢેથી ગોખી રાખેલાં વચનો કાઢવાં એ તો સ્હેલું કામ છે પણ દેહ ઉપર જ્યારે દુઃખ પડે તેમાંથી જ્યારે બચી શકે ત્યારેજ ત્હારૂં નામ છે. તું ફળફૂલ લઇને અને સ્નાનથી શુદ્ધ થઇને આવ પછી જો મ્હારૂં બળ.

( વિદ્યાધર અદશ્ય થાય છે. એકાએક મેઘ ચઢી આવે છે અને વર્ષાદ શરૂ થાય છે. નદીમાં જળ પુષ્કળ ભરાઇ જાય છે. )

**તપસ્વિની**—ઋષિપિતા, ઋષિપિતા, અણધાર્યો આ વર્ષાદ શો, મ્હારા પર આ આપત્તિ શી ? ( થોડી વાર રહી ) વર્ષાદ રહી જવાને બદલે અત્યંત વધતો જાય છે. નદીનું પુર વેગવાળું થતું જાય છે, હું હમણાજ તણાઇ જઇશ એમ ભય લાગે છે. (થોડી વાર રહી) પરમાત્મા મ્હારો કોઇ પણ અપરાધ થયો હોય તો ક્ષમા કરજે પણ મ્હારા

પૂજ્ય પિતાને આ ફળફૂલો હું આપી શકું એટલી દયા કરજો. (થોડી વાર રહી) પિતાજી, પિતાજી, આ નદીના પૂરમાં શું હું તણાઇ જઇશ! આપનું મુખારવિન્દ જોવાને પણ ભાગ્યહીન બનીશ?

**વિદ્યાધર**—(વિમાનમાં આવીને) એક રસ્તે નહિ.

**તપસ્વિની**—એવા કયા રસ્તે?

**વિદ્યાધર**—આ મ્હારા વિમાનમાં બેસી મ્હારી સાથે આવવાની હા પાડે તો આ નદીના પાણીને એકદમ શાંત કરી નાંખું.

**તપસ્વિની**—હરગીજ નહિ. નદીનું પૂર વધતું જ જશે, મ્હારા આ દેહને ખેંચી જશે તોપણ આ જીવનની મને દરકાર નથી.

**વિદ્યાધર**—કારણ?

**તપસ્વિની**—કારણ મ્હારા મનમાં મને સંપૂર્ણ આનંદ છે કે આ જીવન મ્હેં પરમાત્માની, પિતૃની અને મ્હારા આત્માની સેવામાં જ ગુજાર્યું છે અને અંતસમયે પણ હું પિતાની ભક્તિ કરતી જ ચાલી જાઉં છું.

**વિદ્યાધર**—પિતાની ભક્તિ હવે શી રીતે થઈ શકશે?

**તપસ્વિની**—મ્હારૂં આયુષ્યબળ એટલું જ હશે તો હું શું કરી શકીશ?

**વિદ્યાધર**—ત્યારે તો મ્હારી સાથે જ ચાલો. એમ જ માનજો કે આયુષ્યબળ ઓછું હતું.

**તપસ્વિની**—નહિ, નહિ, આત્માને અને પરમાત્માને છેતરવાનું નીચ કામ મ્હારાથી કદી બન્યું નથી અને બનશે પણ નહિ.

**વિદ્યાધર**—ઠીક ત્યારે, તમારા કર્મનાં દુઃખ ભોગવો. (જાય છે.)

**તપસ્વિની**—વર્ષાદ, શું તું શાંત નહિ જ થાય? પરમાત્મા, શું તું દયા નહિ જ કરે? પિતાજી, આપની કરેલી સેવા અને આપના આત્માનું બળ શું મ્હારી વ્હારે નહિ જ ધાય? (થોડી વાર રહી) ધાશે, ધાશે, જરૂર ધાશે, મ્હારૂં ધાર્યું જરૂર થાશે. દેવતાઓ, તમે મ્હારો હુકમ-એક પિતૃભક્તિમાં ગાંડી થયેલી બાળાનો હુકમ, ગુરૂ વિશ્વભૂતિ જેવા પરોપકારી આત્માનો હુકમ માનવા બંધાયેલા જ છો. મેઘકુમાર દેવ, જો મ્હેં મ્હારી જીંદગીમાં મ્હારા પિતાની સાચી બુદ્ધિથી સેવા કરી હોય તો તેના ફળના પરિણામે તમારૂં બળ ક્ષીણ થાઓ અને આ વર્ષાદ એકદમ રહી જાઓ!

(વર્ષાદ રહી જાય છે, પૂર ઉતરી જાય છે, સીન ટ્રાન્સફર થાય છે, તપસ્વિની ઝૂલતી દેખાય છે.)

**ટેબ્લો.**

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—ભ્રમણાનંદનો આશ્રમ.
**પાત્રો**—વિષયસિંહ અને ભ્રમણાનંદ.

**ગાયન.**

**વિષયસિંહ**—શિકાર શોધ્યું સ્નેહથી, નાવ્યો પણ તે હાથ,
દિવસ આ નિષ્ફળ ગયો, નિષ્ફળ શ્રમ તે સાથ.
સુખી સારા સંસારમાં, સુંદરી સાથે સ્નેહથી,
ભેટે ભાવે તેહથી, તે વિણુ સુખીઓ કો નથી;
સુખદુઃખ સાચું કયાં મળે, વિવેકી વાત વિચારતા
રામ રટે દુઃખ ભાળતા, રામા મળે સુખ
ધારતા....સુખી.
સ્વર્ગ નરક સૌ જુઠ છે, છે જુઠી એ જાળ,
ભાળ ન તેની પામતા, કાઢે દુઃખમાં કાળ.
(આ તો) ગાંડાના ગપગોળલા, ગાંડા ઘડતા ઘાટ
અંધો દોરે અંધને, પડવા કૂપ સંગાથ....સુખી.

અહોહો! સ્ત્રીઓની શોધમાં હર્ષપુરીથી કેટલો બધો દૂર આવી ગયો? હવે તો સ્ત્રી મળવાની આશા જ છોડવી.

**ભ્રમણાનંદ**—(સ્વગત) આપણા સાધન તરીકે વાપરવાનું વાજીંત્ર આ સારૂં લાગે છે. હળવે રહીને તેને હાથ કરી લેવા દે.

( આગળ જાય છે. )

**વિષયસિંહ**—(ભ્રમણાનંદ સામું જોઇ, સ્વગત) આ તો કોઇ મુનિ જણાય છે. આપણે માનવું તો પડે છે કે મુનિઓ આપણા હૃદય તરતજ જાણી જાય છે. મ્હારૂં હૃદય આ મુનિ જાણી ગયા હશે, તો જરૂર તેઓ શાપ આપી મ્હને બાળી મુકશે. માટે ચાલ જીવ, ક્ષમા માગવાનો ડોળ કરી ઉભો રહું. ( પ્રકાશ ) મુનિવર, મ્હારો ગુન્હો માફ કરશો. હું તે આપનું બાળક છું.

**ભ્રમણાનંદ**—તું છે કોણ?

**વિષયસિંહ**—હર્ષપુરીનો રાજા હું વિષયસિંહ છું.

**ભ્રમણાનંદ**—વિષયસિંહ, અહીં સાધુ પુરૂષોના આશ્રમમાં આવી પહોંચવાનું કારણ?

**વિષયસિંહ**—સાધુજી, ક્ષમા કરજો, હું અત્યાચારી છું. હર્ષપુરીથી હું દરેક રાત્રિના સમયે સ્વરૂપવતી સ્ત્રીની શોધમાં જઉં છું તેમ આજ પણ તેની શોધમાં ને શોધમાં અહીં સુધી આવી ચઢ્યો છું. ગમે તેવો પણ આપનો બાળક છું માટે મને ક્ષમા કરો.

**ભ્રમણાનંદ**—જો વિષયસિંહ, ત્હારા લાભની વાત હું જણાવું અને તું તે માને તોજ ત્હારો ગુન્હો માફ થાય.

**વિષયસિંહ**—ભલે !

**ભ્રમણાનંદ**—તું બધી સ્ત્રીઓને ભોળવતો ફરતો હઇશ પણ એક કન્યા એવી છે કે એને તું ભોળવી શકે એમ નથી.

**વિષયસિંહ**—નામઠામ આપો મહારાજ, પછી જુઓ કે તે તરૂણીને હું વશ કરૂં છું કે નહિ? (સ્વગત) આ તો જોઈતું હતું ને વૈદે કહ્યું, પણ ઋષિ મને ફસાવતા તો નહિ હોય ને?

**ભ્રમણાનંદ**—અહિંથી થોડેક દૂર અજીતઋષિનો આશ્રમ છે ત્યાં અજીતઋષિની કન્યા નામે તપસ્વિની છે તે એવી તો સ્વરૂપવતી છે કે તેના રૂપનું વર્ણન પણ થઇ શકે નહિ.

**વિષયસિંહ**—પણ મહારાજ, આપ મ્હને ફસાવતા તો નથી?

**ભ્રમણાનંદ**—બિલકુલ નિર્ભય રહે બચ્ચા. પણ તે કુમારીને હાથ કરવી એ સિંહણની ગુફામાં હાથ નાંખવા બરાબર છે. સુતેલી નાગણને છંછેડવા સમાન છે. હાથીની સુંઢમાં માથું આપવા જેવું છે.

**વિષયસિંહ**—પણ તે આશ્રમનો માર્ગ બતાવો એટલે ત્યાં જઇ તે મદભરીને પકડી લાવી પછી તેને હાથમાં લઉં.

**ભ્રમણાનંદ**—તો ચાલ મ્હારી સાથે. (સ્વગત) આપણો અર્થ આથી સરે એમ દેખાય છે. (જાય છે)

**વિષયસિંહ**—હા, ચાલો. (સ્વાગત) નિરાશામાંથી આશા બંધાઇ મ્હોતમાંથી છુટી સ્વર્ગીય આનન્દ પ્રાપ્ત કરવાનો આ તો અવસર મળ્યો. મ્હારામાં પણ નવીન બળ આવતું જણાય છે.

**ગાયન.**

રામા રમાડું હું રંગીલો હાથ,
ભામાને ભોળવી ભેટું હું સાથ.
અટપટ ખટપટ ઝટપટ કરીને, લટપટ લાગ હું સાધી લઇને,
સુંદર શ્યામા હાથ ધરીને,

હાથ ધરીને હું બાથ, ચાલીશ સુન્દરી સાથ,
કહેશે મને સ્વામીનાથ, માણીએ સુખ સંગાથ,
( ભણકારો સંભળાય છે ) ના–ના–ના.
કોણ કરે છે આ 'નાના'નો નાદ,
જાણે જગત્ શું પ્રેમનો પાઠ. ....રામા.

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—અજીત ઋષિનું ઉપવન.

પાત્રો—તપસ્વિની, સ્ત્રીમંડળ, કુન્દનસિંહ, વિશ્વભૂતિ, ઋષિમંડળ, દેવીઓ વગેરે.

ગાયન.

તપસ્વિની—દુઃખ ભર્યું આ વિશ્વ ભુવનમાં
સૌ જીવ દુઃખીઆ ભાસે રે. એ........
કંઇ કંઇ દુઃખથી કંઈ દુઃખી થાતા,
દુઃખ થકી સૌ નાસે રે, એ....દુઃખ૦
નિર્ધન ધન લેવા દુઃખી થાતા,
શ્રીમંત તે સાચવવા જાતા.
ઉભય ભય ચિંતામાં નિશદિન,
પડી પડી અતિશય ત્રાસેરે, એ....દુઃખ૦
કદરૂપા રૂપ લેવાને જાતા, સ્વરૂપવંત
છુપાવવા ચ્હાતા,
હરદમ દુઃખમાં દિન નિર્ગમતા, દુઃખ રહે
પાસેનું પાસેરે, એ....દુઃખ૦
ભલે પડો દુઃખો બીજાં, નવ દુઃખ વિરહ સમાન;
મદ ભરીને દુઃખ મદનનું, અન્ય દુઃખ નહિ જાણ.
પ્રાણ ટકે આ પિંડ મહી, પાતલીઆ
મળશે આશે રે. એ....દુઃખ૦

કેવું મિઠું સ્વપ્ન ! શું આ સ્વપ્ન મ્હારે મિઠું ગણવું ? કાં નહિ ? મ્હારા મનમાં અયોગ્ય વિચારો ઉત્પન્ન થતાંજ મને અંતરાત્મા જવાબ આપે છે કે એ વિચાર કરવાલાયક નથી; પણ કાલ રાત્રિના સ્વપ્નથી તો મ્હારૂં હૃદય અત્યંત આનંદિત થઇ ગયું છે. ઋષિ કુમારીને યોગ્ય પતિનો સમાગમ થશે ? સ્વપ્ન સાચું હશે તો થશે, પણ આ વિચારમાં હું કેવી ગાંડી બની ગઇ છું ? આશ્રમથી એજ વિચારમાં ચાલી આવું છું. કેટલુ બધું દુઃખ એ વિચાર ઉપજાવે છે ? હવે તો પતિ વિના એક પળ પણ ગાળવી કઠિન થઇ પડી છે. ઇશ્વર, ત્હારી અકળ કળાનો કોણ પાર પામી શકે એમ છે ?

( સ્રીમંડળ આવે છે )

**જડાવ**—અલી જમની, આપણે ક્યાંસુધી આવી ગયાં ? આ તો ભયંકર વન જણાય છે.

**જમની**—હા બ્હેન જડાવ, આપણે જીંદગી સુધી રહેવાનું સારૂં સ્થાન દેખાય છે.

**શકરી**—પણ અલી એ મણી, આ તો કંઇ બાગ જેવું જણાય છે ને ?

**મણી**—હા બ્હેન, અહીં કંઇ વસ્તી હોય એમ લાગે છે.

**તપસ્વિની**—( સ્વગત ) અહો, આ ઉપવનમાં સંસારી મનુષ્યોનો સંચાર ક્યાંથી ? શું મ્હારે લાયક પતિની તેઓ ભાળ લાવ્યાં હશે ?

**જડાવ**—અલી રાધા, પેલું કોઇ માણુસ ઉભું જણાય છે ને ?

**મણી**—હા બ્હેન, ચાલો તેની પાસે જઇએ.

**રાધા**—જા તું, ત્હારે જવું હોય તો. કોઇ રાક્ષસ હશે કે ભૂત, ડાકણી હશે કે શાકણી.

**તપસ્વિની**—અરે બાઇઓ, તમે કોણ છો અને ક્યાંથી આવો છો ?

**શકરી**—અલી નાશ મંગળા, આ ભૂત તો દોડતું આપણને ખાવા આવે છે.

**તપસ્વિની**—બ્હેનો, ગભરાઓ નહિ.

**જડાવ**—અલી હવે તો ચાલો, હવે કંઈ નસાય એમ નથી.

**તપસ્વિની**—બ્હેનો, આ જંગલમાં આપને સૌને આવવાનું કારણ ?

**મણી**—અલી જડાવ, આપ ઉત્તર.

**કિશોરી**—સરસ્વતી, તું આપ તું.

**સરસ્વતી**—કિશોરી, તું ડાહી થતી હતી ને ?

**કિશોરી**—બ્હેન, હું ઉત્તર આપું એ પ્હેલાં જણાવ કે તું કોઇ વનદેવી છું, ડાકણી છું, મેલડી છું કે છું કોણ ?

**તપસ્વિની**—બ્હેનો, તમે ડરો નહિ. હું તમારા જેવીજ સ્ત્રી છું. તપોવનમાં વસતા અજીતઋષિની હું બાળા છું.

**કિશોરી**—બ્હેન, અમે અહીંથી દૂર દેશોથી ચાલ્યાં આવીએ છીએ.

**તપસ્વિની**—કયા શુભ કાર્યને અર્થે ?

**મણી**—અમારૂં જીવન પૂરૂં કરવા.

**તપસ્વિની**—કયે રસ્તે ?

**જડાવ**—તપ જપ કરીને.

**તપસ્વિની**—ધન્ય છે બ્હેનો તમને; પણ એ તો જણાવો કે આટલા ન્હાના વયે વનવાસ વેઠવાની કેમ ઇચ્છા થઇ ?

**કિશોરી**—બધાની વતી લ્યો હું ઉત્તર આપું. અમારા બધાના પતિઓ કોઇ કોઇ રસ્તે અમને દુઃખકર્તા થઇ પડ્યા છે. કોઇને આંધળો પતિ ગમતો નથી તો કોઇને અપંગ પતિની સેવા કરવી ગમતી નથી. કોઇનો પતિ પોતાની પત્નીને બહુ મારે છે તો કોઇ સ્ત્રી પોતાના ઘરમાં પોતાનું ધાર્યું કરવા ધારે છે પણ થતું નથી.

**તપસ્વિની**—આ કારણથી પરમેશ્વરરૂપ પતિની સેવાનો અલભ્ય લાભ ત્યજી આ જંગલમાં ભૂરા વેશે તમે જીંદગી પૂર્ણ કરવા ધારો છો?

**કિશોરી**—હા.

**તપસ્વિની**—બ્હેનો, પાછી જાઓ. પતિની સેવા કરી કૃતાર્થ થાઓ.

**કિશોરી**—કારણ ?

**તપસ્વિની**—પતિની સેવા કર્યા વગર સ્ત્રીઓને સાચું સુખ મળી શકતું નથી.

**મણી**—પણ પતિની સેવા શી રીતે થાય ? પતિ તો અમને મારી મારી અધમૂઅ કરી નાંખે છે.

**તપસ્વિની**—બ્હેન, એ વાંક તમારો છે.

**મણી**—કોઇ દિવસ નહિ.

**તપસ્વિની**—ગયા જન્મમાં કરેલાં દુષ્ટ કાર્યનો આ બદલો નહિ તો શું વળી ? અને આ જન્મમાં પણ ભાવીને વશ થઇ પોતાને પ્રાપ્ત કર્તવ્યો નહિ કરો તો આવતા જન્મમાં તમારી આથી પણ માઠી ગતિ થશે.

**કિશોરી**—આ શું સત્ય કહો છો ?

**તપસ્વિની**—હા. જે સ્ત્રી પોતાના પતિની સેવા તન-મનથી એક દીલે કરી નથી બતાવતી, તેની આવતા જન્મમાં ઘણીજ ભુંડી દશા થાય છે.

**કિશોરી**—પણ બ્હેન, અપંગ, લંગડો, આંધળો, કોઢરોગી એવો તે પતિ ગમતો હશે?

**તપસ્વિની**—ગમવા ન ગમવાનો સવાલ જ નથી. પૂર્વે જન્મમાં કરેલાં કર્મનો આ બદલો છે. પતિ ચાલ્યો લુલો હોય કે આંધળો, અપંગ હોય કે કોઢરોગી તોપણ સારી સ્ત્રીઓની ફરજ પતિને પરમેશ્વરરૂપ માની તેના સર્વ મનોરથો પૂર્ણ કરવાની છે અને તે ફરજ પૂરી ન કરનાર સ્ત્રી રૈરવ નરકની અધિકારી થાય છે.

**મણી**—ત્યારે પતિસેવા સિવાય અમારો ઉદ્ધારનો બીજો માર્ગ નથી?

**તપસ્વિની**—નહિ જ. આકડાનાં બીજ વાવવાથી ગુલાબની આશા રાખવી જેમ વ્યર્થ છે, હીંગનાં મૂળ રોપવાથી કપૂરની ઇચ્છા કરવી જેમ નકામી છે, ધતુરાના બીજે દાટી અમૃત લેવાની અભિલાષા જેમ ખોટી છે તેમ આથી વધારે સારો પતિ મેળવવાની ઇચ્છા ગેરવ્યાજબી છે. માટે બ્હેનો, જાઓ, પોતાપોતાના પતિની સેવા કરો અને તમે જોશો કે તમારા પતિ પ્રસન્ન થઇ તમને આશીર્વાદ આપશે તો તમારા જન્મોજન્મનાં દુઃખો કાપશે.

**કિશોરી**—પણ બ્હેન, આપનું નામ કહો કે જેથી અમારો સંસાર સુધરવાથી અમો આપને યાદ કરી શકીએ.

**તપસ્વિની**—મ્હારૂં નામ તપસ્વિની.

**સર્વે**—બ્હેન, અમે જઇએ છીએ.

**તપસ્વિની**—પરમાત્મા સૌનું શ્રેયઃ કરો.

( સ્ત્રીમંડળ જાય છે. )

**તપસ્વિની**—સંસારમાં કેવા મનનાં મનુષ્યો થાય છે? કોઈ કંઇ દુઃખે પિડાય છે તો કોઇ કંઇ દુઃખે દુઃખી થાય છે. સંતોષી અને સંપૂર્ણ જ્ઞાની જ સુખી જણાય છે.

( ઉપવનમાં જાય છે. )

**કુન્દનસિંહ**—અહો, હું આ અરણ્યમાં ક્યાં આવી ચઢ્યો? મ્હારાં માતપિતાની તો મને માહિતીજ નથી. જેણે મને ઉછેર્યો તે ક્ષત્રિય અને તેની સ્ત્રી પણ મરણવશ થઇ. અરેરે, હું જ ભાગ્યહીન કે સૌને દુઃખ આપનાર નીવડ્યો. દુઃખથી કંટાળી ચાલી નીકળતાં હું ક્યાં આવી ચઢ્યો તેનું પણ મને ભાન નથી. લાવ, જરા આરામ લઉં.

ધૈર્ય પિતા છે માહરો, ક્ષમા માત મુજ પાસ,
ધરણી શય્યા માહરી, 'રક્ષક ઉચ્ચાકાશ.'
ત્હારૂં ધાર્યું શું થતું, ધરણીધર જો ધાય,
રાય રંક કરનાર એ, કરત રંકને રાય.

( સૂઇ જાય છે. ) ( થોડી વાર પછી એક વિકરાળ સિંહ ગર્જના કરતો કુન્દનપર તરાપ મારવા જાય છે ત્યાં તપસ્વિની તેને કાનથી પકડી પાડે છે. )

**તપસ્વિની**—વિકરાળ સિંહ, ત્હારી ક્રૂરતાનો ઉપયોગ આ નિર્દોષ પ્રવાસી પર કરતા લજ્જા પામતો નથી ?

( કુન્દન આ શોર બકોરથી જાગી ઉઠે છે. )

**કુન્દન**—અહો, આ બાળા આ સિંહને પકડી કરે છે શું ?

**તપસ્વિની**—(સ્વગત) ખરે, આતો મ્હેં સ્પપ્નમાં જોયેલા રાજકુમાર ! હવે આમને મ્હારી સાથે શી રીતે લઇ જવા ?

**કુન્દન**—(ઉભો થઇ) બાળા, આપને આ સિંહને જોઇ ભય નથીં લાગતો ? સ્ત્રીઓ તો બ્હીકણુ હોય છે.

**તપસ્વિની**—યોગીતણાં જે બાળ ભય શું તે કદી જાણે નહિ,
વિકરાળ સિંહો કે વરૂનો ભય કદી માને નહિ,
યોગીતણા જે ધામમાં, આવે દુઃખી જીવો કદી,
દુઃખ વામતા, સુખ પામતા, વૃધ્ધો ગયા એવું વદી.
જા સિંહ, ચાલ્યો જા. ( સિંહ જાય છે. )

**કુન્દન**—યોગિની કુમારી, આ નિર્જન અરણ્યમાં તમે ક્યાંથી ?

**તપસ્વિની**—આ સામે રહેલા ઉપવનમાં શાંતિ અર્થે આવવાથી.

**કુન્દન**—શાની શાંતિ અર્થે ?

**તપસ્વિની**—મનમાં પ્રકટ થયેલી ચિંતાગ્નિની.

**કુન્દન**—ચિંતા ! ઋષિબાળાના ઉરમાં !

**તપસ્વિની**—હા, ઋષિઓ પણ મનુષ્ય છે.

**કુન્દન**—તેની હું ક્યાં ના પાડું છું ? માનો, કે તમે ચિંતામાં સપડાયેલા હશો પણ આ સેવકથી આપની એ ચિન્તા કોઈ રસ્તે દૂર થઇ શકે એમ હોય તો જણાવો. હું નિમકહલાલ છું. આપે મ્હારા ઉપર કરેલો ઉપકાર વિસરી શકું એમ નથી.

**તપસ્વિની**—જગતમાં કોઇ કોઇનું સેવક નથી. બધાં પરમાત્માનાં બાળ છે. પણ, આપનું નામ શું તે તો જણાવો અને ક્યાંથી આવો છો તથા કઇ તરફ જાઓ છો તે તો બતાવો.

**કુન્દન**—મને બધા કુન્દન કહીને બોલાવતા. મ્હારા માતા અને પિતા કોણ છે તેની મને ખબર નથી. હું એક સાચા ક્ષત્રિયને ઘેર ઉછર્યો છું. તેઓ મને કહેતા કે હું એક કાષ્ટની પેટીમાં ન્હાના બાળકરૂપે તેમને શાન્તા નદીમાંથી મળી આવ્યો હતો. તે ક્ષત્રિય તથા તેની સ્ત્રી પણ આજ સ્વર્ગવાસી થઇ ગયાં છે.

**તપસ્વિની**—મ્હારી ચિંતા તો આપ ત્યારે સારી રીતે સમાવશો.

**કુન્દન**—તે શી રીતે?

**તપસ્વિની**—મને પ્રથમ વચન આપો પછી જણાવું.

**કુન્દન**—સુંદરી, મ્હારો બોલ એજ મ્હારૂં વચન.

**તપસ્વિની**—રાજકુમાર, કુમારી કન્યાને શું દુઃખ હોય છે તે જાણો છો ના?

**કુન્દન**—તે કુમારી કન્યા વધારે સારી રીતે કહેશે. પિતાજીને ઘેર સારાં સારાં વસ્ત્રો પહેરવાં તથા મિષ્ટાન્ન જમવાં એટલું સુખ તો ખરૂં ને?

**તપસ્વિની**—સુવર્ણના પિંજરમાં રહી પોપટ નાના પ્રકારના ઉપભોગ કરે પણ તે શું સુખ કહેવાશે? શ્રીમંત કેદમાં જઈ વિવિધ આહારો કરે તે શું સુખની ગણનામાં મૂકાશે?

**કુન્દન**—તે તો નહિજ.

**તપસ્વિની**—માટે જ હું કહું છું કે કુમારી કન્યાનું દુઃખ ગુપ્ત અને દારૂણ હોય છે. મ્હેં કાલ રાત્રે સ્વપ્નમાં આપને મ્હારા પતિ રૂપે જોયા હતા માટે હું માંગી લઉં છું કે મને આપની દાસી તરીકે સ્વીકારો, મને આપની અર્ધાંગના ધારો.

**કુન્દન**—કુમારી, પતિ વિનાની બાળા પતિ મેળવવાથી એક કેદમાંથી બીજી કેદમાં નથી જતી? ઓલામાંથી ચુલામાં નથી પડતી?

**તપસ્વિની**—પડે છે પણ કેદ કેદમાં ફેર છે. ભ્રમરને આપણે પેટીમાં પૂરી રાખીએ એ કેદ જુદી અને કમળ બિડાતાં તેની સાથે ભ્રમર કેદી બને તે કેદ જુદી.

**કુન્દન**—પણ બાળા, મ્હારી પૂરેપૂરી ખાત્રી કર્યા વગર મારા ઉપર આટલો બધો બોજો મૂકવો છાજે નહિ.

**તપસ્વિની**—આપની ખાત્રી આપની આકૃતિ કહી આપે છે. **आकृतिर्गुणान् कथयति.**

**કુન્દન**—ઋષિકન્યા, વચનથી બંધાયો છું જેથી લાચાર છું પણ આપ

વગર વિચાર્યે એક ચિંથરે હાલ ક્ષત્રિય પુત્રને પોતાનો સ્વામી બનાવી દ્યો છો તે જોઇ અત્યંત આશ્ચર્ય પામું છું.

**તપસ્વિની**—કુમાર, આનાકાની જવા દ્યો. અત્યંત સ્વરૂપવાન્ પરંતુ ગુણોથી હીણા એવા મહાન્ વૈભવાધિપતિ રાજકુમારો કરતાં એક ચિંથરે હાલ પરંતુ ગુણીયલ, ચાતુર્યવાન્ અને વિવેકી રાજકુમાર મ્હારે મન અનંત દરજ્જે શ્રેષ્ઠ છે.

**કુન્દન**—પરંતુ રાજકુમાર હું નથી.

**તપસ્વિની**—આપ રાજકુમાર ભલે નહિ હો પણ મ્હારા પતિને તો હું પરમાત્મા માનતી હોવાથી અસંખ્ય રાજકુમારો તેની છાયામાં જ ભરાઇ જાય છે. એવા વિચારોથી હું ફરૂં એમ નથી.

**કુન્દન**—કુમારી, જક રહેવા દ્યો, મને જવા દ્યો, આપ કોઇ ઉત્તમ રાજકુમાર પસંદ કરી લ્યો. હું આપને લાયક નથી.

**તપસ્વિની**—હું કદાપિ આપને લાયક નહિ હોઉં પણ આપ તો મારા શિરછત્ર થવાને હરેક રીતિએ લાયક છો. પતિ પસંદ કરવામાં સંસારની રીતિઓને હું માન નથી આપતી. આ કારણથી, મ્હારા નાથ, આપને હવે હું જવા દઉં એમ નથી.

**ગાયન.**

ચિત્ત ચોર્યું તમ ગરવા ગુણોએ મહારાજ,
સ્વીકારો અબળાની અભિલાષા હો રાજ ....ચિત્ત.
દુઃખ દંપતીના દેશમાંથી કાપશું, પતિ–પત્નીના ધર્મ શુભ સ્થાપશું,
સુખ સ્વર્ગમાંથી લાવીને આપશું મ્હારાજ. ....સ્વી.

**કુન્દન**—નહિ પરનરથી પ્રીત કદિ બાંધીએ,
અણજાણ્યાથી સ્નેહ નવ સાંધીએ,

**તપસ્વિની**-કહું મ્હારા, ના વ્હાલા, તલસાવો મહારાજ....સ્વી.

**કુન્દન**—બાળા, પણ કુમારાં રહેવાથી તમને ગેરલાભ શો ?

**તપસ્વિની**—જે પતિસેવા વિના સ્ત્રીઓ સ્વર્ગમાં જવાની અધિકારિણી થતી નથી તે પતિસેવાનો લાભ મને ના મળે.

**કુન્દન**—ત્યારે શું સ્વર્ગના સુખની લાલસાએ આપ મને પતિ તરીકે સ્વીકારો છો?

**તપસ્વિની**—તેમ તો નહિ.

**કુન્દન**—ત્યારે ?

**તપસ્વિની**—પરણેલું જીવન ગુજારવાની મ્હારામાં પ્રબળ ઇચ્છા થઇ આવી છે અને પરણ્યા પછી પણ જગતના જીવોને અત્યંત સુખ આપી તેમનાં દુઃખ કાપી સત્સુખનો માર્ગ બતાવવા તથા આ કાળના પતિ-પત્નીને સદ્બોધથી સુધારવાની મ્હારી ઇચ્છા છે. પણ અહો! સામેથી ભજન ગાતા ગાતા મ્હારા પિતાજી, તથા ઋષિમંડળ આવે છે તે જુઓ.

(ઋષિમંડળ આવે છે અને આ બન્ને પ્રણામ કરે છે.)

**ગાયન.**

**ઋષિમંડળ**—ચતુર નર ચેતી લે (૨), ચિત્ત ચપળ છે ત્હારૂં,
મૂરખ મન માની લે (૨), ના વિત્ત નિત્ય રહેનારૂં. ચ.
જીવ પોપટડો કાયા પિંજરમાંહી પુરાણો હાથે, સંતો માંહી
આત્મધ્યાને શું રાચે એ (૨), મન મર્કટ જ્યાં સાથે. ચ.
ઉંચા મંદિર મ્હેલ ઝરૂખા, સ્હેલ કરંતો સુતો, સંતો.
કાઢો કાઢો સૌકો કહેશે (૨), જીવનદોર જ્યાં ત્રૂટયો. ચ.
કુન્દનનાં કુંડળ કાઢીને, કાઢી લેશે વાઘા, સંતો.
કોડી એકનું વસ્ત્ર સંબંધી (૨), સગાં શોધન લાગ્યાં. ચ.
સગાં વ્હાલાં સ્વારથનાં સર્વે, શબ સામું નવ જુએ, સંતો.
વલ્લભની વનિતા પણ સાથે (૨), ઉભી ધ્રુસકે રૂએ. ચ.
વ્હાલાનો વિશ્વાસ નકામો, વળાવીને તે વળશે, સંતો.
વનનાં વ્હાલાં કાષ્ટ ખરાં જે (૨), સાથે ત્હારી બળશે. ચ.
કાયા માયાનાં સુખ ખોટાં, મન વશ કર તું ત્હારૂં, સંતો.
આત્મજ્ઞાને વળજે પાછો (૨), અનંત સુખ મળનારૂં. ચ.

**વિશ્વભૂતિ**—કુન્દનસિંહ!

**કુન્દન**—(સ્વગત) જે મુનિવરને હું ઓળખતો નથી અને જે મને ઓળખતા નથી તેના મ્હોમાં મ્હારૂં નામ!

**વિશ્વભૂતિ**—કુન્દનસિંહ, આપનું નામ હું જાણી શકયો એ જોઈ આપને શંકા થાય છે? અમને યોગીજનોને તમારાં હૃદયો પારદર્શક જણાય છે.

**કુન્દનસિંહ**—પ્રભો, આપના માહાત્મ્યની મને ખબર નથી.

**વિશ્વભૂતિ**—કુન્દનસિંહ, આ અજીત ઋષિની પુત્રી તપસ્વિનીનાં લગ્ન

આપની સાથે કરાવવા અમે સૌ અહીં આવ્યા છીએ. આપને આ લગ્ન સંમત તો છે ને ?

કુન્દનસિંહ—મહાત્માઓ જે કરે છે તેમાં કાંઇ સારૂં જ ધારતા હશે.

વિશ્વભૂતિ—કુન્દનસિંહ, સાંભળો, ઋષિને કન્યા ક્યાંથી હોય તેની કદાપિ આપને શંકા થઈ હશે. આ અજીત ઋષિ મિત્રાવતી નગરીના રાજા અજીતસેન નામે ઓળખાતા. તેમની પત્ની પ્રિયમતી નામે ઓળખાતી. એ બે ક્ષત્રિય દંપતી અત્યંત આનંદ અને સુખમાં લીન રહેતાં. એક સમયે 'भोगे रोगभयम्' એ મહદ્ વાક્ય અજીતસેનના કાને પડવાથી તેઓને સંસાર ઉપર વૈરાગ્ય આવી ગયો.

કુન્દનસિંહ—કેવો પવિત્ર આત્મા !

વિશ્વભૂતિ—એ કારણથી પોતાના મંત્રીને રાજ્યપાટ સોંપી પોતે વનવાસ જઇ તપવ્રત કરવા તૈયાર થયા તે જ વેળાએ પ્રિયમતી પણ તેમની સાથે જ આવી.

કુન્દનસિંહ—કેવો અનુપમ પ્રેમ ! ધન્ય છે એ સાચી ક્ષત્રાણીને !

વિશ્વભૂતિ—પણ પ્રિયમતી સગર્ભા હતી તેનું અજીતસેનને ભાન રહ્યું નહિ. અહીં આવ્યા પછી ખબર પડયાથી મ્હેં તેમને જુદા આશ્રમમાં રાખ્યાં. પ્રિયમતીએ તપસ્વિનીને જન્મ આપ્યો અને થોડા કાળ પછી પોતે સ્વર્ગવાસી થઇ. તપસ્વિનીને મ્હેં અને ઋષિમંડળે એવું ઉત્તમ શિક્ષણ આપ્યું છે કે તેના જેવી બીજી બાળા આ કાળમાં ભાગ્યેજ મળશે.

કુન્દનસિંહ—મુનિવર, એવી અનુપમ બાળા આ ચિથરેહાલ ક્ષત્રિયને આપી તે બાળાના માથે દુઃખનું વૃક્ષ શું કરવા રોપો છો ?

વિશ્વભૂતિ—મનુષ્યની કીંમત શું પૈસાથી જ અંકાય છે ?

કુન્દનસિંહ—તેમ તો નહિ, પરંતુ પાછળથી મ્હારો કે તે બાળાનો જીવ કચવાય તે શા કામનું?

વિશ્વભૂતિ—જો એમ જ હોય તો કુન્દનસિંહ કાન દઈ ધીરા થઇ સાંભળો. તમે ચિથરેહાલ ઘરબાર વગરના મનુષ્ય નથી પણ તમે સુવર્ણનગરના રાજકુમાર છો. તમારા પિતા કનકસિંહ તથા તમારી માતુશ્રી સુવર્ણલતા હજુ જીવે છે.

કુન્દનસિંહ—આ શું કહો છો, મહારાજ ! હું રાજકુમાર થવાને લાયક !

વિશ્વભૂતિ—પરમાત્માએ જન્મથી તમને રાજકુમાર બનાવ્યા છે. એક જોષીએ ભૂલથી તમારૂં આયુષ્ય માત્ર ૧૦ વર્ષનું છે એમ તમારા

માતપિતાને કહેવાથી તમારી કાયાને એક પેટીમાં મૂકી તે પેટી તેમણે શાન્તા નદીમાં વ્હેવરાવી દીધી.

**કુન્દનસિંહ**—જોષીએ જબરી ભૂલ કરી.

**વિશ્વભૂતિ**—હા, તમારૂં આયુષ્ય ૧૦૦ ને બદલે ૧૦ વર્ષનું કહેવામાં જબરી ભૂલ કરી. તમારા પૂર્વના કર્મના યોગે તે બન્યું છે. તે જોષી પણ હાલ તો સ્વર્ગવાસી થયો છે.

**કુન્દનસિંહ**—મ્હારા માતાપિતા મને ચાહે છે ?

**વિશ્વભૂતિ**—માતાપિતા પોતાના સંતાનને ન ચાહે ? છ પુત્રો જન્મ્યા પછી તત્કાળ મરણ પામવાથી તમારૂં આયુષ્ય માત્ર દસ વર્ષનું હોવાથી તમારા માબાપ કંટાળ્યા અને તેથી તમારા દેહનો એ રસ્તો કર્યો. તમારૂં આયુષ્ય ૧૦૦ વર્ષનું છે અને તમે હયાત છો એવી તેમને ખબર હોય તો તેઓ અનેક ઉપાયે પણ તમને શોધી કાઢે.

**કુન્દનસિંહ**—આપે મ્હારા ઉપર કરેલી આ અનહદ કૃપાથી હું ઉપકારવશ થયો છું.

**વિશ્વભૂતિ**—માટે વત્સો, તમારા હસ્ત લાવો. તમે આજથી પતિપત્નીના દિવ્ય સંબંધથી જોડાઓ છો. પેલા ધ્રુવના તારા સામું જુઓ. ધર્મધ્રુવ તમારી નજર આગળ હમેશને વાસ્તે ખડો રાખજો.

**અજીતઋષિ**—તપસ્વિની, પ્રિય પુત્રી, દરેક રીતે કુન્દનસિંહ સંતોષ પામે તેવું વર્તન રાખજે. તેમના સુખ સારૂ મહાકષ્ટથી પ્રાપ્ત થતી ચીજ પણ લાવીને રજુ કરજે. સત્ય, શિયળ અને લજ્જા એ મોંઘાં આભૂષણો ત્હારી પાસે રહેવા દેજે.

**વિશ્વભૂતિ**—વત્સો, લગ્ન થવાથી માત્ર વિષયવાસના તૃપ્ત કરવાનું દ્વાર ખુલ્લું થાય છે એમ માનશો નહિ. તમે બન્ને આ સંસારના દુઃખી જીવોનો ઉદ્ધાર કરવા દરેક પ્રયત્ન કરજો. પરમાર્થે તમારો દેહ, પૈસો, અને સર્વસ્વ અળગું કરજો. મ્હારી આ શિખામણ હમેશાં લક્ષમાં ધરજો.

**અજીતઋષિ**—અને ક્લેશ, ક્રોધ, કપટ અને બીજા દુર્ગુણોથી હમેશાં ડરજો.

**વિશ્વભૂતિ**—વત્સો, તમારૂં કલ્યાણ થાઓ.

**ઋષિમંડળ**—કલ્યાણ થાઓ (૨). ( આકાશમાં દેવીઓ પુષ્પના હાર લઇ હાજર થાય છે. )

દેવીઓ— ગીતિ.

જીગતે જોડું જામ્યું, યોગ થયો દૂધ સુન્દર સાકરનો;
સ્વર્ગસમા સંસારે, સુખસુવાસ હો શ્રી જગદીશ્વરનો.

( દેવીઓ પુષ્પના હાર આરોપે છે, તપસ્વિની શરમાળ બની જાય છે. કુન્દન સ્મિત હાસ્યથી તેના સામું જોઇ રહે છે. વિશ્વભૂતિ બન્નેના શિર પર કલ્યાણસૂચક હસ્ત રાખે છે સૌ જોઇ રહે છે. )

ટેબ્લો.

---

## પ્રવેશ ૬ ઠો.

---

સ્થળ—માર્ગ.

પાત્રો—સુન્દરલાલ અને મનમેલરામ.

**સુન્દરલાલ**—સુધારે ઘર ઘાલ્યું, મ્હારૂં સુધારે ઘર ઘાલ્યું. ( મનમેલરામ આવી સાંભળે છે. ) ગઇ, રાંડની ગઇ, ફજેતી થઇ, આબરૂ પણ ધૂળધાણી અને ધક્કાપાણી થઇ.

**મનમેલરામ**—સુન્દરલાલ, કોણ ગઇ, ક્યાંથી ગઇ, ક્યાં ગઇ ? આ રસ્તામાં શું ?

**સુન્દરલાલ**—(ગાભરો બની) પધારો પધારો કાકા એ હે............

**મનમેલરામ**—એમ એ હે...કરીને વાણિયાવિદ્યા વાણિયા પાસે ચલાવવી રહેવા દો.

**સુન્દરલાલ**— ભલે પધારો પ્રીતથી કરતો દાસ પ્રણામ,
ઘરડા બુઢ્ઢાનું હવે નથી જગતમાં કામ.

* * *

નથી અહીં કામ અમારૂં ને કંઇ નથી અહીં કામ તમારૂં.
બહુ જોર વધ્યું આ જુવાનીઆનું, એ નહિ કાકા સારૂં.
સપડાયો છું આજે હું ને, તમે સપડાશો કાલે,
શરમ વગરના કરમકુટાની પાસ, હવે ના ચાલે.

**મનમેલરામ**— ભરમ બધો કંઇ નહિ સમજાતો કહોને શું છે કહેવું ?

**સુન્દરલાલ**— છતે તમે અગ્રેસર ન્યાતે, દુઃખ અમારે રહેવું !
વિલાસિની પુત્રી મોહનને, નથી તમથી અજાણી,
વિવાહ કર્યો મ્હારી સાથે એ, વાત બધાએ જાણી;
ગમ્યો નહિ આ નાથ રસીલો, ગોઠિ કરવી છાની,

હર્ષચંદ્ર બ્રહ્મચારી સાથે, મ્હેં દીઠી એ શાણી (!)
અંદર અંદર લગ્ન કર્યાં ને, ઘર તેણે ત્યાં માંડયું,
બ્રહ્મચારી ઘરબારી થઇને, કૌતક કેવું કાઢયું.
ઘર બગાડયું બુઢ્ઢા કેરૂં, ધોળે દહાડે તેણે,
કાકા મ્હારા કપટ કળાને, ખરી ખિલાવી જેણે.

મનમેલરામ— થઇ મરજી પુત્રીની ત્યાં શું, નાત જાતનું ચાલે?

સુન્દરલાલ— બગડેલી બુદ્ધિ સૌ લાગે, આપ તણી કલિકાળે.
કન્યા કોનો કર્યો વિવાહ, માનો કાકા તમ સાથે,
કપટ કરીને વરે બીજાને, કર્મ ફૂટા નહિ હાથે?
સરખે સરખો જીવ અમતમનો, વધું ઓછું નહિ જાણો,
કેશ દાંત ઘરડા થાતા પણ, મન ઘરડું નહિ માનો.

મનમેલરામ—(સ્વગત) ભણ્યાગણ્યા સૌ જાણ્યા આપણા, દેખાદેખી કરશે,
મુજને એવું લાગે છે કે, દુઃખ સાગર શીર ઢળશે.
(પ્રકાશ) સીદ્ધા કરવા સુધરેલાને કહો માર્ગ શો લેશું?

સુન્દરલાલ— ઇચ્છા થાયે આપ તણી તો, નાત બ્હાર કહી દેશું.

મનમેલરામ— સુન્દરલાલ, મંજુર, એ વિચાર મંજુર. સો ટકા ને પાઇ ઉપર પ...ણ

સુન્દરલાલ—પણ કહીને અટકી કેમ ગયા?

મનમેલરામ—(સ્વગત) હવે લાગ બરાબર છે, માટે સોગટી મારવા દે. (પ્રકાશ) આવા પ્રશ્નો ચર્ચવા બહુ જણના પેટ ભરવાં પડે છે ત્યારે જ અર્થ સરે છે. સુન્દરલાલ, તું પણ એક નાત જમાડીશ અને એક કોથળી રૂપીઆ જો મને આપીશ તો નાત મેળવીશ, આ સવાલ તેમાં ભેળવીશ, અને હર્ષચંદ્રને ન્યાતબહારનો હુકમ ફેરવીશ.

સુન્દરલાલ—(સ્વાગત) બે ભાઇઓ મઝીઆરો વહેંચતાં ત્રણ દોઢીઆની વાડકી સારૂ લઢી, અદાલતે ચઢી, હજારો રૂપૈઆની કઢી કરે છે, તો રસીલી સારૂ એક બે હજાર ખર્ચવા એમાં શું? (પ્રકાશ) દશ કોડીથી કાકા મન વાળો.

મનમેલરામ—દશ કોડીથી કાંઇ પત્તો ખાય નહિ. આજકાલના સુધરેલા માથાના ફરેલા તેમને સમજાવવા લોઢાનું માથું જોઇએ. મ્હોંમાં મઍલો કોળીઓ પાછો કઢાવવો એ તે કાંઇ ઓછી મહેનત છે? માટે પાંચસો આપજો પાંચસો.

**સુન્દરલાલ**—ભલે, ત્યારે, પાંચસોના કાકા. આપનું મ્હોં કંઇ પાછું દેખાશે ?

**મનમેલરામ**—ઠીક ત્યારે, રજા લઇશ. (જાય છે).

**સુન્દરલાલ**—બૈરી ગઇ, ને ઉપરથી પાંચસોની દક્ષણા ! પણ હર્ષચંદ્રને 'ન્યાતબહાર' કરાવવામાં રૂ. ૫૦૦ ખર્ચ કરી નાંખવા ? એક દમડી સારૂ મક્કે જઇએ ને પાંચસેનું પાણી કરીએ ? રૂપિયા તે ક્યાં પાકે છે ? મુંબાઇ બેંકમાં. આપણે ત્યાં શિક્કા નથી પડતા તે મરજી આવે તેમ ખર્ચ કરીએ અને હરીએ ફરીએ. આજકાલના ન્યાતના શેઠો તો જુવો, આમથી ખાવું, તેમથી ખાવું, બસ ખાવું ખાવું ને ખાવું જ ! ન્યાતના શેઠ ઠર્યા એટલે અન્યાયની ધમકી આપી પૈસા ઓકાવવા; ભાઇઓ, આ કલિયુગમાં ન્યાય પણ વેચાવા બેઠો છે ને. હેં ! ઇશ્વર, મ્હારૂં શું થવા બેઠું છે તેની મને ખબર નથી પડતી ! ઠીક છે મનમેલરામ કાકા, એકવાર તે બ્રહ્મચારીને ન્યાતમાં બોલાવી તેની રેવડી પાડો ત્યારે મને શાંતિ વળે. પછી આપવા લેવાના કાટલાં જુદાં છે, તે તમે વાણીઆ છો તે ક્યાં નથી જાણતા ? મ્હારા બેટાએ વિલાસિનીને એવી તો હાથ કરી નાંખી છે કે બન્ને જણા મળીને મ્હારી તો કેડો જ ભાંગી નાંખી ! પેલા પેમા રાતને બોલાવી એક ફદીયું આપી પાશેર તેલ ચોળાવી શેક કર્યો ત્યારે માંડ માંડ ચાલી શકાય છે. હાય હાય શું કરૂં ? ચક્રવર્તિ રાજની મ્હારા હાથમાં સત્તા નથી, નહિ તો એ બ્રહ્મચારી અને એ સુધારાવાળાના ધોળે દહાડે રાયતાં કરાવું...શિવ શિવ, શિવ. આપણું ઘર તો સુધારે બરાબર ઘાલ્યું.

### ગાયન.

સુધારે ઘર ઘાલ્યું, ભાઈઓ સુધારે ઘર ઘાલ્યું (૨),
વગર ગુન્હે ને વગર કારણે, સત્યાનાશ વાળ્યું, મ્હારૂં૦
મ્હારી વ્હાલી ન્હાની શાણી, બોલત કાલું કાલું (૨)
બુઢ્ઢા વરનું ઘર શોભાવત (૨) વ્હાલી કર ક્યાં ઝાલું, મ્હારૂં૦
લોકો જુઠ્ઠા જુઠું બોલે, કહે પરમેશ દયાળુ (૨),
દીનદયાળુ દયા ન લાવે (૨) ગોટમ અહીં તો ચાલ્યું, મ્હારૂં૦

## પ્રવેશ ૭ મો.

---

**સ્થળ**—અજીતઋષિનો આશ્રમ.

**પાત્રો**—વિદ્યાધર, તપસ્વિની, કુન્દનસિંહ, ઋષિમંડળ, પાછળથી ગુપ્ત રીતે વિષયસિંહ.

**વિદ્યાધર**—તપસ્વિનીને હાથ કરવી એ આટલું બધું કઠિન કામ હું નહોતો સમજતો. તેનું પિતૃભક્તિનું બળ મેઘકુમારની સત્તાને પણ ક્ષીણ કરી શક્યું! હશે, એક વાર વધારે સત્તા અજમાવું. તપસ્વિનીએ વળી કુન્દનસિંહ નામના ક્ષત્રિય પુત્રનું પાણિગ્રહણ કર્યું છે. એ જ કુમારના ઉપર મ્હારી સત્તાનો ઉપયોગ કરૂં પછી જોઉં છું કે સતીનું બળ કેટલું છે? ( જાય છે. )

( તપસ્વિની અને કુન્દનસિંહ આનંદ સમાધિમાં લીન થઈ આવે છે. )

**ગાયન.**

**તપસ્વિની**—પાતળીઆ શું તલસાવો રે, તલસાવો રે,
લેવરાવું સુખનો લ્હાવો.
રસભરી રસીલા વાતો રસથી હવે કરીશું
પિયુ કહેશો ત્યાં વિચરીશું, ઘડીભર દુઃખને વિસરીશું,
આનંદરસ વિભો વર્ષાવો રે ....લેવરાવું.

**કુન્દન**—નિર્દોષ સુખે સંગે અમે તમે ફરીશું,
દુઃખદીન જનનાં સૌ હરીશું, આ જન્મ
સફળ હવે કરીશું.
સમય અમૂલ્ય વહી જાવોરે. ....લેવરાવું.

**તપસ્વિની**—પ્રભો, આપણે આશ્રમમાં આવી પ્હોંચ્યાં પણ ઋષિમંડળ સૌ જતું રહ્યું લાગે છે.

**કુન્દન**—હા, તપસ્વિની, સૌ પોતપોતાની ક્રિયામાં જોડાવા ગયા લાગે છે.

**તપસ્વિની**—પણ, પ્રાણનાથ, આજ આપનો ઉદાસ ચ્હેરો છે તે શાથી?

**કુન્દન**—લગ્નની આ ઉપાધિથી.

**તપસ્વિની**—શું મ્હારા જેવી સ્ત્રી આપને યોગ્ય નથી લાગતી?

**કુન્દન**—તપસ્વિની, ઋષિના ઉત્તમ સંસ્કારોથી ઉછરેલી તપસ્વિની, હું તને કયા પ્રકારનું સુખ આપી શકીશ એ મ્હારી કલ્પનામાં નથી આવતું.

**તપસ્વિની**—સુખની આશાએ જ મ્હેં આપનું પાણિગ્રહણ નથી કર્યું. જ્યાં આપ ત્યાં હું, જ્યાં શ્રેષ્ઠિ ત્યાં સેવક, જ્યાં વૃક્ષ ત્યાં તેની છાયા રહેવા બંધાયેલાં જ છે. સુભાગ્યે આપ સુવર્ણ નગરના રાજકુમાર છો એમ પિતામહે કહેલું છે, પણ ધારો કે આપ રાજવંશી ન હો, આપને આપનું ગુજરાન ચલાવવાના પણ સાંસા હોય, અરે આપ દેહથી પણ અશક્ત હો, તોપણ સતીનો ધર્મ છે કે એવા પતિને પરમેશ્વર માની પૂજા કરવી, તેમની એક ચિત્તે સેવા કરવી અને અત્યંત કષ્ટ વેઠી એ પતિના દેહની રક્ષા કરવી.

**કુન્દન**—તપસ્વિની, એ કહેવું સ્હેલ છે પણ કરી બતાવવું મુશ્કેલ છે. મહાન્ વ્રતધારી આત્માઓ પણ દુઃખમાં ડગી ગયા છે.

**તપસ્વિની**—ડગી જનાર એ વ્રતધારી ખરા વ્રતધારી નહિ પણ કહેવાના. તપસ્વીનો આડંબર કરવાથી તપસ્વી થવાતું નથી. કમરે સમશેર ટકાવવાની મહાન્ યોદ્ધાથી ગણનામાં નથી ગણાવાતું. સાચી સતી તરીકે કેવી રીતે જીવન ગાળવું એ મને વિશ્વભૂતિ મહાત્માએ બરાબર શીખવ્યું છે.

સુખ ને વળી દુઃખ શું આ ક્ષણિક સંસારમાં,
સુખીઆ ન રહે સુખમાં સદા, દુઃખીઆ ન રહે દુઃખભારમાં.
સુખમાં મધુરાં સુખથી, રંજન મન પતિનું કરૂં,
દુઃખમાં વદી વદી વચન મધુરાં, સુખને શાંતિ ભરૂં.
સ્રીઓ ખરે સંસારમાં, શું સુખની સાથી બને ?
ના ના ન સ્રીનો ધર્મ એ, એ પતિતણી પાછળ ફરે.
સુખમાં પતિની સાથ રહી, દુઃખમાં પતિથી દૂર રહે,
નહિ એ સતી પણ શંખિની, જે નાથ દુઃખ દેખી રહે.

**કુન્દન**—ધન્ય છે ગુરૂ વિશ્વભૂતિને, કે તમને ઉંચામાં ઉંચું શિક્ષણ આપ્યું.

**તપસ્વિની**—પણ પ્રભો, આપના મ્હોં સામું ટગરટગર જોઈ રહેવાથી મને અમીરસના પાન જેટલો આનંદ થાય છે.

**કુન્દન**—એવાં વચનો કહેવા જવા દો અને આગળ વધો.

**તપસ્વિની**—મહારાજ, મને તો એવી શળ ભોંકાઇ છે કે જરા પણ હલાતું નથી.

**કુન્દન**—હેં હેં.

## ગાયન.

**તપસ્વિની**—મહારાજ, ઓ મહારાજ, આ શૂળ શી વાગી,
**કુન્દન**— સુકુમાર ઓ લલના, કહે શૂળ ક્યાં લાગી?....મ.
**તપસ્વિની**—એ શૂળ છે હૃદયે પેઠેલી, મ્હેં નહિ કદીએ એ વેઠેલી,
**કુન્દન**— આ શું બોલે ઓ રસઘેલી!
**તપસ્વિની**—કાઢો એને વ્હેલી વ્હેલી,
**કુન્દન**— ગભરાય આ બાળા, વ્હા, બોલ મરમાળા, (૨)
શૂળ નથી મૂળમાં, વ્હાલી, ભૂલમાં, છે પ્રેમોર્મિ જાગી....મ.

**તપસ્વિની**—પ્રભો, આ શાંત સ્થળમાં આપ નિદ્રાવશ થાઓ, હું આપના ચરણ ચાંપું.

**કુન્દન**—નહિ નહિ, તમને અત્યંત શ્રમ લાગ્યો હશે, માટે તમે વૃક્ષ તળે સુઈ જાઓ. હું તમારી રક્ષા કરૂં.

**તપસ્વિની**—પતિની પાસે સેવા કરાવવાની ઇચ્છા રાખનાર સ્ત્રી સતી નથી કહેવાતી.

**કુન્દન**—તે ખરૂં, પણ હું ક્યાં તમારી સેવા કરૂં છું?

**તપસ્વિની**—સેવા નહિ, પણ મ્હારે સારૂ સુખનો ત્યાગ શા સારૂ કરવો? પતિ જે વેળાએ જાગ્રત હોય તે વેળાએ સતીએ નિદ્રાવશ નહિ થવું જોઇએ.

**કુન્દન**—તમે કોઇ રીતે સમજતા નથી તો લ્યો હું સુઇ જાઉં છું.

(કુન્દન નિદ્રાવશ થાય છે. તપસ્વિની ચરણ ચાંપે છે.)

**તપસ્વિની**—જેમ તારા મંડળમાં ચંદ્ર છુપો રહી શકતો નથી, વાદળાથી ઢંકાવા છતાં સૂર્ય છુપો રહી શકતો નથી તેમ દીન અવસ્થામાં રહેવા છતાં પણ આ રાજકુમારનું લલાટ છુપું રહી શકતું નથી. કેવો સુન્દર ચહેરો, કેવું લાલ ચળકતું લલાટ, કેવા મધુરાં વચનો અને કેવી સભ્યતા...(સર્પ આવી કુદંનના એક પગે દંશ દે છે) (થોડીવાર રહી કુદંનને ચમકતો જોઇ) પણ અરે, નિદ્રામાંથી એકાએક આ ચમકવું શું? (નાગ સામું જોઇ) અરે ભયંકર નાગ, આ ઋષિબાળા અહીં હોવા છતાં ત્હારા દીલમાંથી ક્રૂરતા ન ગઇ? અરે પણ તું, દંસ દઇને ક્યાં નાસી જાય છે? સારા મનુષ્યો વૈર લેવાનું ઇચ્છતા નથી, નહિ તો એક જ ક્ષણમાં ત્હેં જેમ મ્હારા પતિનો કાળ આણ્યો તેમ હું ત્હારૂં વૈર લેત. પણ આ વિચારમાં હું હવે કાળ શીદને ગુમાવું? ઋષિ-

મંડળ પણ ચાલ્યું ગયું છે. સ્વામીનાથ, આપ ક્યાં જઇને વસ્યા? માત્ર ત્રણજ દિવસના સંયોગથી થોડું સુખ બતાવી દુઃખના ભડકામાં મને હોમી? આપને જવું હતું તો મને સાથે કાં ન લઇ ગયા? પ્રભો, મને દગો દઇને જવાનું કારણ? આપનો મ્હેં અપરાધ કર્યો નથી. મ્હેં જગતના કોઈ પણ જીવને દુઃખ સરખું આપ્યું નથી તો મ્હારા ઉપર આ દુઃખનો ડુંગર શા માટે રચ્યો? વિધાતા, આટલી બધી ક્રુરતા શી? પ્રાણનાથ, જરા તો બોલો, આંખ તો ખોલો. મંદમંદ હાસ્યથી મ્હારા તરફ જુઓ તો ખરા.

(ગાયન.)

મ્હારા ચતુર સુંદર ઓ શ્યામ, નયનો ખોલ તું,
મ્હારા પાતળીઆ સુખ ધામ, કંઈ કંઇ બોલ તું....મ્હારા.
તું મુંજ મંદિરમાં વસ્યો, ખસ્યો ત્યજીને આમ;
મંદિર આ સુનાં થયાં, ધણી વિનાનાં ધામ.
ક્રૂર છેક થયો શું તું આમ, કંઇ કંઇ બોલ તું....મ્હારા.
નિર્દોષ મુજપર રોષ શીદ ક્રૂર કાળ કપટી લાવીઓ,
નિર્બળ કરી આ પંખિણી, નિજ પાંખ લઈ જઇ ફાવીઓ.
પાડું દેહ રડી આઠે જામ, પિયુડા બોલ તું........મ્હારા.

પ્રાણનાથ શું તમે નહિજ બોલો? આકાશ, તું મ્હારા સામું શું જોઇ રહ્યું છે? એકદમ પડી જા. ધરણી, તું હવે આ પાપિણીનો બોજ શું કરવા સહે છે? ફાટી જા. અગ્નિ, આખી દુનીઆમાં ભયંકર આગ લગાડી દે. વિના વાંકે આ અબળાના ભાગ્યનો સૂર્ય અસ્ત પામ્યો છે.

**વિદ્યાધર** (વનદેવતાના રૂપમાં)—સુન્દરી, આ જંગલમાં મુશળધાર આંસુ વર્ષાવનાર તમે કોણ છો?

**તપસ્વિની**—પાપિણી, અભાગિની, અનાથ અબળા; પણ તમે કોણ છો અને મને એ સવાલ શું કરવા પૂછો છો?

**વિદ્યાધર**—આ વનનો હું રક્ષકદેવ છું. આ પશુપક્ષીઓ તમારૂં કલ્પાંત જોઇ અત્યંત દુઃખી થાય છે તે તરફ દયા કરી આ અશ્રુપાત છોડી દો.

**તપસ્વિની**—મ્હારૂં સર્વસ્વ વિધાતા હરણ કરી ગઇ પછી મ્હારે કોઇની શું દરકાર પડી છે? પતિ...પરમેશ્વરના જવા પછી મ્હારે દુનીઆનું શું કામ છે?

**વિદ્યાધર**—પણ આપના પતિ કોઈ ઉપાયે સાજા થાય તો?

**તપસ્વિની**—તો ? તે સાજા કરનારની હું હમેશાં ઉપકારવશ રહીશ.

**વિદ્યાધર**—બાળા, દરદીના સાજા થયા પછી વૈદ્ય વેરી થાય છે, માટે મ્હારી એક સરત તમે માન્ય રાખો તો તમારા પતિને હું આ ઘડી સજીવન કરૂં.

**તપસ્વિની**—એવી શું સરત ?

**વિદ્યાધર**—એ કે મને તમારા સુકોમળ દેહના ઉપભોગની એકવાર ભિક્ષા આપો.

**તપસ્વિની**—તમે દેવ થઇને દયા કરવાને બદલે આ શું વદો છો ? તમારા જીભમાં કાંટા નથી પડતા ? સત્યના આધારે ચાલતી આ દુનીઆ ફાટી જતી નથી ? દેવ, તમારી ઇચ્છા હું પુરી કરવા સમર્થ નથી.

**વિદ્યાધર**—તમારી પતિની ભક્તિમાં ન્યૂનતા છે.

**તપસ્વિની**—કોઇ દિવસ નહિ. આપની પાસે છુરી હોય તો મ્હારૂં હૃદય કાપીને જુઓ—તેમાં પાતિવ્રત્ય અને પરમાર્થની ચળકતી છાપ તમે જોઇ શકશો.

**વિદ્યાધર**—પણ સતી સ્ત્રીઓ પતિના સારૂ ગમે તેવું પગલું ભરે છે.

**તપસ્વિની**—શા સારૂ ?

**વિદ્યાધર**—પોતાના અને પતિના સુખ સારૂ.

**તપસ્વિની**—કેટલા કાળના !

**વિદ્યાધર**—જન્મભરના.

**તપસ્વિની**—દેવ, એ જન્મ સુધીના ચંચળ સુખને હું ઠોકર મારૂં છું. એ વિષયની વાસના ઉપર હું થુંકું છું. મ્હારા પતિની પાછળ મ્હારૂં જીવન હું પુરૂં કરીશ તો આવતી દુનીયામાં પણ હું એ જ પતિનું અગણિત સુખ ભોગવી શકીશ.

**વિદ્યાધર**—ત્યારે તમે જાણો. ( જાય છે. )

( ઋષિમંડળ આવે છે. )

**વિશ્વભૂતિ**—તપસ્વિની, તું કેમ રડે છે ?

**તપસ્વિની**—શો ઉત્તર આપું ? ચાર દિવસની ચાંદની પછીની ઘોર અંધારી રાત મ્હારે માથે આવી પડી. મ્હારા સુભાગ્યનો નાશ થયો. ગુરો, આપ કંઇ ઉપાય તો કરો.

**વિશ્વભૂતિ**—કર્મની સત્તામાં હું આડો આવવા નથી માંગતો.

**તપસ્વિની**—ભલે, એકનું દુઃખ બીજાથી નથી લેવાતું તેનો મને અ-

નુભવ થયો—પાકો અનુભવ થયો. હે સત્યના દેવતાઓ, જો મ્હેં પતિસેવા વિના બીજું કંઇ પણ લક્ષ્ય હૃદયમાં રાખ્યું ન હોય, જો આજસુધી હું સત્ય અને નીતિના પંથે ચાલી હોઉં તો મ્હારા પતિના શરીરમાંથી ઝેરી દંશ તે નાગ આવી ફરી ચુસી જાય અને મ્હારા પતિ સજીવન થાય.

(નાગ દોડતો આવે છે અને ચુસી જાય છે. કુન્દન આળસ મરડી ઉભો થાય છે.)

**કુન્દન**—શું તપસ્વિની અને મહાત્માઓ, આપ અહીં છો?

**વિશ્વભૂતિ**—એ પ્રશ્નનું કારણ?

**કુન્દન**—કારણ હું તો આપનાથી જુદો પડી કોઇ અલૌકિક ભુવનમાં જતો રહ્યો હતો.

**વિદ્યાધર**—(વિમાનમાં આવી) ભગવતી તપસ્વિની, આપને પ્રણામ કરૂં છું. આપના ચારિત્ર બળની મ્હેં પરીક્ષા કરી. આપ ખરેખર સતી ભગવતી જ છો. મ્હેં આપને આપેલું દુઃખ ક્ષમા કરો.

**તપસ્વિની**—હવે ફરી કોઇ સતીને ત્રાસ ન આપવાની અને દુઃખીઆના દુઃખ કાપવાની પ્રતિજ્ઞા લ્યો.

**વિદ્યાધર**—હું તેમ કરવાની પ્રતિજ્ઞા લઉં છું. આપનું કલ્યાણ થાઓ.

(આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થાય છે.)

**વિશ્વભૂતિ**—શિષ્યો તથા વત્સો, આજ સૌ મ્હારા આશ્રમમાં ચાલો.

(સૌ જાય છે. તપસ્વિની સૌની પાછળ જતાં વિષયસિંહ આવી તેને અદ્ધર ઉપાડી જાય છે. તપસ્વિની ચીસ પાડે છે.)

**કુન્દન**—અરે, તપસ્વિની, તું ક્યાં ગઈ? (ગાંડાની પેઠે તેની પાછળ દોડે છે. ઋષિમંડળ સ્તબ્ધ બની ઉભું રહે છે.)

**ટેબ્લો.**

---

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—સ્નેહ સમુદ્રનો કાંઠો.
પાત્રો—રતી સુંદરી અને નારદમુનિ.

**ગાયન.**

રતી—મદનની જવાળ બહુ બાળે, રમણીઓને સુસંસારે,
રસિકવીણ તો રસીલીને, વિરહના ઘાવ બહુ સાલે. મદનની.
કોયલ ત્હારી મુરલી, કરતી કાળો કેર,
મદભરી આ અલબેલીને, ચઢે પ્રેમનું ઝેર.
અલી કોકિલ મુગી થા તું, 'અરે તું ક્રૂર થાતી શું?'
નહિ પ્રકટાવ જવાલા તું, વધાર્યે દુઃખ જાતી શું? મદનની.
પિયુ પિયુ વદ ના ઓ ભલા, પ્રિય પપૈયા આજ;
મ્હારી એ વિનતિ લહે, અંતર તું મુજ કાજ,
પપૈયા તું પીડે શાને, દુઃખિણીને ખરે આજે,
ઋતુવર્ષા ભરે શાને, દુઃખોથી કામિની કાજે. મદનની.

અરે કોકિલા, ઓ પપૈયા અને ઓ મોર, તમને વિનવીને થાકી છતાં તમે મ્હારી વાંસે શા સારૂ પડો છો? દયાને ખાતર, એક દુઃખી જીવને ખાતર શાંત થાઓ. (થોડીવાર વિચાર કરી) ન ભણ્યામાં દુઃખ, બહુ ભણ્યામાં દુઃખ, કુંમારા રહેવામાં દુઃખ, પરણવામાં દુઃખ, ગરીબને દુઃખ, શ્રીમંતને દુઃખ, પ્રભુ, ત્હારી અકળકળાનો કોણ પાર પામશે? મદનની ઝાળને કોણ સમાવશે? મ્હારે લાયક પતિ મળે એવી આશા પણ ક્યાં છે? આ સમુદ્ર દેખાય છે, તે શું મ્હારા દેહને નહિ સંગ્રહે? દુઃખમાં પડી પડી કુતરાના મ્હોતે મરવું તેના કરતાં સમુદ્રને શય્યા માની તેમાં હમેશના વાસ્તે સુવું તે શું ખોટું? શ્રી હરિ (૨) (સમુદ્રમાં ઝીંપલાવા જાય છે. નારદ આવી ચડે છે.)

**નારદ**—સબુર, બાળા, સબુર.

**રતી**—આપ કોણ છો? શા સારૂ મને રોકો છો?

**નારદ**—હું નારદ ઋષિ છું. આપઘાત કરતા અટકાવવાનો મ્હારો ધર્મ છે.

**રતી**—પણ મુનિવર, મ્હારા દેહને હું પાડું તેમાં આપને શું લાગે વળગે? મને દુઃખીઆરીને દેહ પાડી દુઃખમાંથી મુક્ત થવા દો.

**નારદ**—મ્હારી દૃષ્ટિ આગળ હું તમને કદિ આપઘાત કરવા નહિ દઉં.

**રતી**—કારણ?

**નારદ**—ઋષિઓનો તે ધર્મજ છે.

**રતી**—આપઘાત કરતાં અટકાવવા એ ઋષિનો ધર્મ, અને દુઃખી સ્ત્રીઓને દુઃખરૂપી અંધકારમાંથી ઉંચકી લઇ સુખરૂપી સૂર્યનાં કીરણો બતાવવાં એ શું ઋષિનો ધર્મ નથી?

**નારદ**—તે પણ છે જ, અને તે સારૂ હું આપને આપઘાત કરતાં અટકાવું છું, આપનું દુઃખ નિવેદન કરો.

**રતી**—મ્હારૂં દુઃખ નિવેદન કરૂં એ પ્હેલાં આપની પ્રતિજ્ઞા પૂર્ણ રીતે પાળી શકાશે કે કેમ તેનો પૂરો વિચાર કરજો. હૃદયની પેટી ખોલવાનું સાર્થક ન થાય એમ ન બને તે જોજો.

**નારદ**—સજ્જનો પ્રતિજ્ઞા પાલન કરીને જ બતાવે છે. હૃદયની વાત જાણી પછી ધક્કો મારે એવી સંસારી જનોની ક્રુરતા તેમનામાં નથી હોતી.

**રતી**—ત્યારે મુનિરાજ, સાંભળો; સ્નેહનગરના રાજા મદનચંદ્રની હું પુત્રી છું. મ્હારે લાયક પતિની શોધખોળ કરી મ્હારા પિતાજી થાક્યા.

**નારદ**—એમ કેમ?

**રતી**—જ્યાં ત્યાં અફીણીયા, નમાલા, અભણ, વ્યસની, સ્વાર્થી, વિશ્વાસઘાતી અને દુર્ગુણી ક્ષત્રિયપુત્રો જોવામાં આવ્યા તેથી.

**નારદ**—સંસારમાં તેથી સારા ક્ષત્રિયપુત્રો કળિકાળમાં ન હોય તેમાં તમે શું કરો? સર્પો ગયા અને લીસોટા રહી ગયા તે તો સૌ જાણે છે.

**રતી**—માટે જ કહું છું કે આ નામધારી ક્ષત્રિયમાંથી છૂટી મને મ્હારા પ્રાણની આહુતિ આપવા દો. ખારા જળની માછલીઓને મીઠા જળની જરૂર નથી. સિંહણનું દૂધ સુવર્ણના પાત્ર વિના રહી શકતું નથી.

**નારદ**—બાળા, આમ અકળાઓ છો શા માટે? ધૈર્ય ધરો તો પરમાત્મા સહાય્ય કરશે.

**રતી**—એ પરમાત્માને પણ જોઇ મૂક્યો છે. દુઃખીને તે વધારે દુઃખી

કરે છે અને સુખીના સુખમાં તે વધારો કર્યે જાય છે. ગરીબને ભૂખે મરતા કરે છે અને શ્રીમંતના ઘરમાં લક્ષ્મીના કાંકરા વધાર્યે જ જાય છે.

**નારદ**—પણ હજુ વધારે તપાસ કરાવો. ક્ષત્રિય કુળનું નિકન્દન નથી ગયું. પુરૂષાર્થ કરનારને ઉંડા પાતાળે રહેલાં મોતી પણ મળી શકે છે.

**રતી**—તો આપ ત્રિકાળના જાણનાર છો. કહો, એવા વીરનરો ક્યાં વસે છે?

**નારદ**—સુવર્ણનગરીનો રાજકુમાર કુન્દનસિંહ તે સર્વ ગુણોથી નિપુણ છે. હાલના બધા કાગડાઓમાં એ એક હંસ છે. પણ × × ×

**રતી**—પણ કહીને કેમ અટકી ગયા?

**નારદ**—કારણ એ કે એક ઋષિની પુત્રી તેને પરણી બેઠી છે, એમ મ્હેં સાંભળ્યું છે.

**રતી**—તેની ચિંતા નહિ. પ્રયત્ન કરનારને જરૂર વિજય મળશે. એક ન્હાની ટીંટોડીએ સમુદ્રને ખળભળાવ્યો હતો એ આપ ક્યાં નથી જાણતા?

**નારદ**—તો ભલે પુરૂપાર્થ કરો અને વિજય પામો એ મ્હારી ઇચ્છા છે. (સ્વગત) જોઇએ છીએ કુન્દનસિંહ એ તલવારને મ્યાનમાં કેમ રાખે છે અને રતી તેને કેમ પ્રાપ્ત કરે છે તે. નારાયણ (૩). (જાય છે).

**રતી**—નારદમુનિએ વર્ણવેલા કુન્દનસિંહ કેવા હશે? હું શું તેમને લાયક હઇશ? પણ એ વિચાર કરતાં નિરાશા ઉપજે છે. ઋષિકુમારીને પરણ્યા પછી તેમનો પ્રેમ મ્હારા તરફ કેમ વળે? સરિતાનો પ્રવાહ એક તરફ વાળ્યા પછી બીજી તરફ વાળતાં મુશ્કેલ પડે છે. (વિચારવશ થઈ જાય છે.)

હા. નાથ! નાથ! (સાહેલીઓ પ્રવેશ કરે છે).

**કૈમુદી**—(પ્રવેશ કરી) હેં નાથ, એ શું! આજ આ શું!?

**ગાયન.**

**વ્હારે વ્હા, વ્હારે વ્હા, ઘેલી અલબેલી, કહે**
**વેલી, શું આ બધું થાય છે,**

**રતી—જારે જા જારે જા, શાણી સાહેલી,**
**કૈમુદી—કહે વેલી, શાને તું ખીજાય છે. ....વ્હારે૦**
**શાને શરમાયે તું મદભરી બાળા,**
**મુકી દે ઠાલા એ રસભરી ચાળા,**

ગજ્યું વ્હાલાનું નામ, બળ્યું બીજું સૌ કામ,

**રતી**—એ શું સાચું આ જગમાં કહેવાય છે?

**કૌમુદી**...હા, સાચું એ જગમાં કહેવાય છે. ....વ્હારે૦

**કૌમુદી**—અલી રતી, તને શોધી શોધીને થાકયાં પણ તું તો જડતી જ નથી! અલી આ સમુદ્રના કાંઠે એકાંતમાં આવવાનું કારણ?

**રતી**—કારણ-બારણ કશું નહિ.

**કૌમુદી**—ઘેલીરે ઘેલી, કારણ તે કાંઇ છાનું રહેતું હશે કે? મનુષ્યને ફાંસ વાગે એટલે ફોલ્લો થઈ આવે છે તેમ મદમાતીને સ્નેહ-કંટક વાગે એટલે કમળરૂપી ફોલ્લા થઇ આવે એ તે પછી છાના રહેતા હશે કે?

**રતી**—અલી, તુંયે હદ મૂકીને વાત કરે છે તો?

**૨ જી સખી**—શા માટે ન કરે? તમે પણ રાજ્યની હદ મૂકીને અહીં આવ્યા છો ને?

**કૌમુદી**—પણ હવે તો ત્હારી હૃદયપેટી ખુલ્લી કર અને અમને જોવા દે કે એમાં કેવાં રત્નોનો સંગ્રહ કર્યો છે?

**રતી**—જો ત્હારો આગ્રહ છે તો મ્હારી પેટી ખુલ્લી કરૂં છું, પણ મશ્કરી કરીશ નહિ. બ્હેન એ તો ઘેર ઘેર માટીના ચુલા છે. યૌવનાવસ્થા રૂપી વાડી પૂરેપૂરી ખીલ્યા પછી કુમારિકાને નાથરૂપ રખવાળના વિના ચાલતું નથી એ તમે કયાં નથી જાણતા? ક્ષત્રિયમાં રાજકુમારો મ્હારે લાયક નથી, અને મળવાના પણ નથી એમ ધારી હું સમુદ્રમાં આપઘાત કરવા આવી હતી.

**કૌમુદી**—પણ ત્હારા મુવા પછી ત્હારા માત-પિતાની શી દશા થાત તેનો પણ વિચાર ન કર્યો કે?

**રતી**—ગાંડી રે ગાંડી, મદઘેલીઓને તે વળી માત-પિતાની ચિંતા પડતી હશે કે?

**સખી**—વારૂ બ્હેન, આગળ ચલાવો.

**રતી**—આપઘાત કરવાની તૈયારી કરતાં નારદમુનિ એકાએક આવી ચઢયા અને મને અટકાવી. તેમણે કહ્યું કે સુવર્ણનગરના રાજકુમાર કુન્દન-સિંહ તમારે લાયક છે માટે તેમને મેળવો પણ...

**કૌમુદી**—અલી, વિચારમાં વળી કેમ પડી?

**રતી**—કેમ તે એમ. કાચનો ગ્રાહક કોઇ ન થાય પણ હીરાના ગ્રાહક તો ઠેર ઠેર હોય.

**સખી**—એ વળી શું?

**રતી**—કોઇ તપસ્વિની નામની ઋષિકન્યા એને પરણીને પણ બેઠી છે.

**કૌમુદી**—ત્યારે તમે શું કરવા ધાર્યું?

**રતી**—હું પણ પ્રતિજ્ઞા લઉં છું કે કુન્દનસિંહના વિના મ્હારે કોઇ પતિ જ કરવો નથી.

**સખી**—આ તો બ્હેન ખોટું.

**રતી**—ખોટું ને ખરૂં. પરમાત્મા સહાય્ય કરશે તો આપણું ભાગ્ય ફળશે, નહિ તો આ રતીસુન્દરી દુઃખાગ્નિમાં બળીને મરશે.

**કૌમુદી**—જે પરમાત્માએ કુન્દનસિંહ જેવો સાચો ક્ષત્રિકુમાર છે એ બતાવ્યું એ કુન્દનસિંહને પણ મેળવી આપશે.

**રતી**—મને પણ એમજ લાગે છે.

**સખી**—અહો સખી, ત્હારો ભાગ્યભાનુ પણ જોર કરે છે હોં.

**૨જીસખી**—બ્હેનો, રતી બ્હેનનો આપઘાત કરતાં બચાવ થયો અને સાચા ક્ષત્રિય કુમારની ભાળ મળી એ આનંદને આપણે ગરબાથી વધાવી લઇએ.

**માલતી**—ચાલો ત્યારે ગરબો ઉપાડો.

**ગરબો.**

સાહેલી ત્હારા ભાગ્યનો ભાનુ આજ પૂરો ખીલ્યો,
મધુરાં સુખો રૂડાં રૂડાં આપતો,
દુઃખના તીમીરને મૂળમાંથી કાપતો, સુખના કિરણોને
શુભ મસ્તિકે સ્થાપતો,
પ્રીતિ કમળને રૂડી રીતે ખિલાવતો, પ્રીતમ
પ્રાણેશને આકર્ષી લાવતો....સાહેલી.

(સખી ૧) આકાશે ભાનુ વસે, અતિશય કરે પ્રકાશ,
કરતો નાશ તીમીરનો, (પણ) દેતો સૌને ત્રાસ;
પુષ્પસમી કાય એ તો બાલી બાલી તાવતો, લલાટ
મ્હોંને ગાલમાં એ લાલી ખૂબ લાવતો,
નાજુકડી નાર તેને ઉરે ના ભાવતો, રમણીના એ
રંગ માહી ભંગ કરી ફાવતો....સાહેલી.

(સખી ૨) ભાનુ જેના ભાગ્યનો, પૂર્ણ ખીલે જે વાર,
સુખડાં વિધવિધ રંગનાં, મળે ટળે દુઃખભાર,

ભાનુ આકાશનાથી રૂડો એ લાગતો, ભાગ્યભાનુ
માટ પ્રેમ જેથી બહુ જાગતો....સાહેલી.
(સખી ૧) (પણ બ્હેન ભાગ્યભાનુનો કેમ ઉદય થાય?)
સત્ય શિયળને પ્રેમથી, જે જન જગમાં ન્હાય,
કોઈ કાળે ત્યાગ નહિ, ભલે દેહ જો જાય;
સંસારે સાચું સુખ તે જનો પ્રસારતા (૨)
દુઃખી જીવોને દુઃખ અગ્નિથી ઉદ્ધારતા (૨)
સંસારમાં વસનાર જો સંસારમાં સુખ માગતો;
કરે દુષ્ટ દુર્ગુણ દૂર તે, તવ ભાગ્યભાનુ જાગતો,
શુભ લક્ષણે રક્ષણ કરે, તે ઉચ્ચ નીતિની રીતિને,
કદી કાળ જો ભક્ષણ કરે હૃદયે ધરે નહિ ભીતિને,....સાહેલી.

---

## પ્રવેશ ૨ જો.

---

**સ્થળ**—ચંચળ વણિક જ્ઞાતિની વાડી.

પાત્રો—મોહનચંદ, મનમેલરામ, હરિચંદ, ગોર, સુંદરલાલ વગેરે.
(એક પછી એક ભરાય છે).

**શેઠ**—ગોર મહારાજ, જે ના આવ્યું હોય તેને બોલાવી લાવો.

**ગોર**—લ્યો સાહેબ, ફરી ઢોલ વગાડી આવું. (જાય છે) (નેપથ્યમાં) ચંચળ વણિકની જ્ઞાતિ મળે છે માટે ઘરડા, જવાન, ન્હાના મ્હોટા સૌ ચાલોરે ભાઈઓ.

**મનમેલરામ**—લ્યો પ્રેમચંદ, આ ગાદીપર આવો.

**પ્રેમચંદ**—નાના શેઠજી, અહીંજ ઠીક છે.

**નેમચંદ**—શેઠ સાંબ, જે ગોપાડ, જે ગોપાડ.

**મનમેલરામ**—જયગોપાળ, જયગોપાળ, પણ મોડા કેમ?

**નેમચંદ**—આ વાડુ કરતાં અસુરું થયું અને ચીકો જડા આડો થયો પછી જાણોછોને ન્હાનાં છોકડાં ને ગડાસીયા બે બડાબડ.

**સુન્દરલાલ**—(ખાંસી ખાતો પ્રવેશ કરી) મરી ગયોરે બાપલીયા. પહેલા નંબરનું સુધારે ઘર ઘાલ્યું અને બીજા નંબરનું ખાંસીએ ઘર ઘાલ્યું.

**મનમેલરામ**—સુન્દરલાલ તમારી જ રાહ જોવાય છે.

**સુન્દરલાલ**—આવી પહોંચ્યો, કાકા. (સ્વગત) હાય, વિલાસિની, તું હોત તો શેકએક પણ કરત.

(બધાં આવી જાય છે)

**મનમેલરામ**—હવે બધા આવી ગયા, કેમ ગોર?

**ગોર**—હા, શેઠ, કરો મંગળાચરણ.

**મલમેલરામ**—જુઓ ભાઇઓ, આજનું કામ ચાલુ થાય છે.

(એક જુવાનીઓ છીંક ખાય છે)

**ગોર**—અલ્યા મંગળાચરણમાં છીંક, ના–ના છીંક,! બહાર જઇને છીંક ખાવીતીના!

**જુવાનીઓ**—છીંક ક્યારે આવશે તેની તો ઓછી નોંધ રહે છે અને જીવતાની છીંક તેમાં વાંધો શો?

**સુન્દરલાલ**—સુધારાવાળાને કશો વાંધો નહિ! ઘરમાં મડમ લાવતાં વાંધો નહિ. સજોડે ફરવા જતાં વાંધો નહિ. કરમમાં મળેલા લોઢાના કામમાં ખાતાં વાંધો નહિ!

**મનમેલરામ**—આ સુંદરલાલની અરજી આવી છે કે મોહનચંદની પુત્રી વિલાસીની સાથે તેમનો વિવાહ થયેલ, ન્યાતના ચોપડે નોંધાયેલ; તે તોડીને વિલાસીની બ્રહ્મચારી હર્ષચંદ્રને પરણી ગઇ!

**નેમચંદ**—હેં, હેં, હેં, માડા બાપ, ભડમચારીને?

**મનમેલરામ**—હા, નેમચંદ, બ્રહ્મચારીને?

**પ્રેમચંદ**—બોલાવો એ બ્રહ્મચારીને એનાં છોતરાં કાઢીએ.

**મનમેલરામ**—(ગોરને) જાઓ, હર્ષચંદને બોલાવો (ગોર જાય છે.)

**નેમચંદ**—પ્રેમચંડ, એ વખટ ચાલ્યો ગયો; રાઇના પાડ રાટે વહી ગઆ. સુધડેલા હવે આપકું કંઇ માને એમ નહી.

**સુંદરલાલ**—આજ કાલની ન્યાતો વધારે નમતુ મૂકશે એટલે કોઈ નહિ, માને. સુધરેલીઓ તો ઘરડા માબાપને ચાકર-ચાકરડી કહી બોલાવશે. તમારામાં પાણી નહિ હોય તો તમારી મુછો ઉતરાવશે મુછો.

**મનમેલરામ**—પણ મોહનચંદ, તમારી વિલાસિની હર્ષચંદ્રને પરણે કેમ?

**મોહનચંદ**—એમાં હું શું કરૂં શેઠજી? લોકોના કહેવાથી મ્હેં તેને ભણાવી, ગણાવી, પણ આમ અર્ધી રાતે નાસી જશે એવી મ્હને ખબર નહોતી. (મનમેલરામને સ્વગત) તમારૂં મન રાજી કરીશું પણ વાત છંછેડવી જવા દો. (હર્ષચંદ્ર આવે છે).

**શેઠ**—પધારો હર્ષચંદ્રજી.

**જુવાનીઓ**—આ કોલરના હમણાંજ કટકા થનાર છે.

**નેમચંદ**—એ જડા આધા એહજો, સુધડેલાને અડવાનો મ્હાડે નેમ છે.

**મકનદાસ**—અલ્યા કોઈની કન્યા અદ્ધર ઉપાડી તે પ્હેલાં અમને જ-ણાવ્યું હોત તો ભુંડા આપણે ઘરમેળે વ્હેંચી ખાત.

**મનમેલરામ**—હર્ષચંદ્ર, તમે મોહનચંદની પુત્રી વિલાસિની સાથે નાતને પૂછ્યા વગર લગ્ન કર્યા તે બદ્દલ તમારો શો જવાબ છે?

**હર્ષચંદ્ર**—લાંબો જવાબ છે. આવાં અણજુગનાં લગ્ન નાતના ચોપડામાં નોંધવાની નાતને સત્તા શી?

**સુન્દરલાલ**—અલ્યા અણજુગતાં? શું અણજુગતા? વિલાયતના લોકો ૮૦ વર્ષે લગન કરે અને આપણે તેમનાથી એવડા નબળા માટે ૧૬૦ વરસ સુધી લગ્ન કરીએ તો વાંધો ના'વે. મને તો હજુ સાઠ ને બે વરસ થયાં છે.

**હર્ષચંદ્ર**—વાણિયા થઇ હિસાબ પણ સારા ગણો છો!

**સુન્દરલાલ**—શું, મ્હારી ભૂલ થઇ ગઇ? હેં, મ્હારી ભૂલ થઇ ગઈ?

**હર્ષચંદ્ર**—મ્હોટી ભૂલ તો ન્હાની છોકરી સાથે વેવિશાળ કર્યાની!

**મનમેલરામ**—પણ તેથી તમારે વિલાસિની ઉપાડી જવી એમ?

**હર્ષચંદ્ર**—શેઠજી, કન્યાનું મન કોઇના તાબામાં નથી. 'દીકરી ને ગાય દોરે ત્યાં જાય!, એ તમારા ઘરડા રિવાજને ઘાસલેટ છાંટી સળ-ગાવી દેજો. એક બુઢ્ઢો બીજા બાસઠ વર્ષના બુઢ્ઢાને પોતાની પુત્રી આપતાં શરમાતો નથી અને નાત મંજુરી આપે છે! સો મણ તેલે અંધારૂં તે આ પોપાંબાઇના રાજ્યમાં!

**સુન્દરલાલ**—ખબરદાર, એક શબ્દ વધારે બોલ્યો તો. નાતનુ અપ-માન થાય છે, અપમાન.

**નેમચંદ**—શું જુઓ છો, શેઠ મુકી ઘો ન્યાત બહાડ.

**મનમેલરામ**—અલ્યા ગોર હુકમ ફેરવી ઘો કે હર્ષચંદ્ર ન્યાત બ્હાર.

ગોર—(ધાંટો પાડી) હર્ષચંદ્રને ન્યાત બ્હાર મૂકવામાં આવે છે.

**૧ જુવાનીઓ**—હર્ષચંદ્ર ન્યાત બ્હાર.

**૨ ,, ,,**

**હર્ષચંદ્ર**— **ગાયન.**

**શીદ પાડો છો વ્યર્થ ન્યાત બ્હારના પોકાર,**
**કરે મૂરખાઓ ગંડુ આ ન્યાતની દરકાર.....શીદ.**

મોહનચંદ—કીર્તિ કરાવી એક કોડીની ચાર,
પડયા ઉપરથી મારે વળી પાટુનો માર.
સુન્દરલાલ—ઘર બુઢ્ઢાનું ભાગ્યુ ગણાવી ગમાર
હર્ષચંદ્ર—બુઢ્ઢા જાણે કયાંથી પ્રેમના પ્રકાર ?!
સુન્દરલાલ—(બુઢ્ઢાને તો બમણો વિલાસ જોઇએ છીએ !)
હર્ષચંદ્ર—(તેમજ આપણે બેઠા મોઢું ધોઇએ છીએ !)
સુન્દરલાલ—ચુપ, ચુપ, ચીબાવલા, બની રહે ન્યાત બહાર,
બધાં—ન્યાત બ્હાર, ન્યાત બ્હાર, ન્યાત બ્હાર. ....શીદ.

---

## પ્રવેશ ૩ જો.

સ્થળ—વનનો બીજો ભાગ.

પાત્ર—કુન્દનસિંહ.

કુન્દનસિંહ—લગ્નમંડપમાંથી છૂટા લઇને નાઠો, તપસ્વિનીને શોધવા નીકળ્યો પણ એ હજુ સુધી પ્રાપ્ત થઇ નહિ. વનેવન, તરૂએ તરૂ, અને ડાળીએ ડાળી શોધી વળ્યો છતાં એ મનોહારિણીનું દર્શન થયું નહિ. હવે તે કયાં મળે ? કોઈ પ્રવાસી પણ જોવામાં આવતો નથી કે જેને હું તેના સમાચાર પૂછું. નેત્રોની સામે આકાશમાં તેની અદસ્ય મૂર્તિ તરવરે છે પરંતુ તેના સ્થૂલ દેહને આલીંગવા જઉં છું ત્યાં મ્હારો ભ્રમ ભાંગી જાય છે.

(વડને) ત્હારી ગંજાવર ડાળીઓમાં મ્હારી તપસ્વિની છુપાયેલી છે ? કેમ ઉત્તર નથી આપતું ? મ્હારી તપસ્વિની મને લાવી આપ. (કેળને) કેળ, ત્હારા જેવી જંઘાવાળી મ્હારી તપસ્વિની ત્હેં કયાં જોઇ ? તું પણ ઉત્તર નહિ આપે ? (દાડમને) ત્હારી કલીઓના જેવા દાંતવાળી મ્હારી અર્ધાંગના ત્હેં જોઈ હોય તો મને બતાવ. તું પણ નહિ બોલે ? (પોપટને) પોપટ, ત્હારા જેવા નાકવાળી મ્હારી મનોહારી પ્રિયા ત્હારા જોવામાં આવી ? ઉત્તર તો આપ. (કોયલને) પ્રિય કોકિલે, ત્હારો આ મધુર સ્વર કયાંથી ? તને માર્ગમાં મળેલી મ્હારી એ પ્રિયતમાના મધુર કંઠનું ત્હેં હરણ કર્યું લાગે છે, તો ખરેખર તને તે મળી જ હશે. કહે, સત્વર કહે, એ મધુરવાદિની અત્યારે કયાં છે ? અરરર, કોઇ ઉત્તર જ

નથી આપતું? દૈવ, તું આટલો બધો મ્હારા પર શીદને ક્રુર થાય છે? મ્હારી તપસ્વિનીને કોઇ લાવી આપો, લાવી આપો. ચાલ જીવ, આગળ વધવા દે. અહીં તો દુઃખીનું કોઈ સાંભળતું જ નથી.

---

## પ્રવેશ ૪ થો.

---

**સ્થળ**—વનવિભાગ.

**પાત્રો**—વિષયસિંહ, તપસ્વિની, કુન્દનસિંહ.

**તપસ્વિની**—(જાગ્રત થઇ)—અરે આ શું? આ વનમાં હું એકાએક ક્યાંથી? આ સ્વપ્ન તો નથી? અરે નાથ, ધાઓ, ધાઓ, મને બચાવો.

**વિષયસિંહ**—આ રહ્યો સુન્દરી, આ રહ્યો. ચિન્તા ન કરો.

**તપસ્વિની**—તમે કોણ?

**વિષયસિંહ**—જેને તમે બોલાવો છો તે જ.

**તપસ્વિની**—હું તમને બોલાવતી જ નથી.

**વિષયસિંહ**—શું તમે નાથને બોલાવતાં નહોતાં?

**તપસ્વિની**—હા, હું મ્હારા નાથને બોલાવતી હતી, પરંતુ તેથી તમને શું?

**વિષયસિંહ**—બોલાવવાની કંઇ જ જરૂર હથી. આ હું તમારા સામે ઉભેલો તમારો નાથ, ઝાલો મ્હારો હાથ અને ચાલો મ્હારી સાથ.

**તપસ્વિની**—તમને એકવાર ફરીથી કહું છું કે તમે મને સતાવવી છોડી ધો. અગ્નિની સાથે ખેલ કરવો જવા ધો. હું ક્ષત્રિયની અને વળી ઋષિની પુત્રી છું.

**વિષયસિંહ**—અને હું પણ ક્ષત્રિય જ છું જ ને; માટે જ કહું છું કે આપને લાયક મ્હારા સિવાય બીજો નાથ વળી ક્યાં છે? સ્વરૂપવાન સ્ત્રી તે સ્વરૂપવાનના હાથમાં જ જોઇએ. મોઘેરાં મોતીની માળા કાગડાની કોટે ન બંધાય, કદી ન બંધાય.

**તપસ્વિની**—મર્યાદા મૂકીને વચન બોલનાર રાજકુમાર, કામથી અંધ બનેલી આંખોએ સર્વત્ર અંધકાર જોનાર ક્ષત્રિય પુત્ર, હું તને ક્ષત્રિય કહેતાં શરમાઉં છું. 'તમને' એ શબ્દ મૂકી 'તું' કરીને જ તને સંબોધું છું.

**વિષયસિંહ**—મને ક્ષત્રિય નહિ કહો તો મ્હારૂં બાહુબળ તમારી પાસે 'ક્ષત્રિય' કહેવરાવશે.

**તપસ્વિની**—પામર નર પોતાની મેળે ગમે તેટલો ફૂલાય તેમાં શું વળે? ગધેડાના ઉપર બેસનાર હાથીની અંબાડીમાં પોતાને બેઠેલો માને તેથી તે ગધેડું હાથી બનતું નથી. કાગડો પોતાને હંસ માને માટે કાગડો મટીને હંસ બની જતો નથી.

**વિષયસિંહ**—હું ક્ષત્રિય છું તેની આપને ખાત્રી જોઇએ છીએ?

**તપસ્વિની**—હું પ્રત્યક્ષ જોઉં છું પછી ખાત્રીની જરૂર શી? જે માણસ પોતાના મનોવિકારને વશ કરી શકતો નથી તે આખા જગતને શું વશ કરી શકે એમ હતો? બિલાડીથી બ્હીને નાસી જનાર સિંહણનો કાન પકડે એ ડાહ્યા પુરૂષો કદી માનશે? ઘર ન સાચવે તે જગતને શું સાચવશે?

**વિષયસિંહ**—(સ્વગત) ખરી લપડાક લગાવી. (પ્રકાશ) પણ તપસ્વિનિ તમે મ્હારાથી દૂર કાં નાસો છો?

**તપસ્વિની**—કારણ કે એક મહાકવિએ કહ્યું છે કે:—

દુષ્ટથકી દૂર જઇ વસીએ, ખસીએ ખળનો પરખી પડછાયો,
હેત નિહાળી થવું નહિ હર્ષિત, શું થયું જો ગુણ વર્ણવી ગાયો;
ગર્ધવની કદી થાય ન ગાય, ગમાર ભલે જમુના જળ ન્હાયો,
દુષ્ટની સોબતથી દલપત, નથી જગમાં સુખ કોઇ કમાયો.

**વિષયસિંહ**—સ્થળે સ્થળેથી સ્ત્રીઓને એકઠી કરવી અને તેમની સાથે આનંદ તોફાન કરવું એ તો બ્હાદુરનું કામ છે મૂર્ખાનું નથી.

**તપસ્વિની**—અહોહો, ઘણીજ બહાદુરી! બકરીઓનાં હરણ કરી તેમનાં ટોળાં એકઠાં કરવાં તેટલી બહાદુરી! સિંહણને પકડો ત્યારે જ ખબર પડે.

**વિષયસિંહ**—સિંહણનો ધર્મ જુદો હોય છે?

**તપસ્વિની**—હા, સિંહણ-ક્ષત્રાણી એકવાર કરેલા પતિ સિવાય બીજાના મ્હોંપર થુંકતી પણ નથી. સાંભળ:—

અનેક પુરૂષો વિચરે, આ જગત્ મોંઝાર;
સતી તે પતિને ઓળખે, એકજ પુરૂષ નિરધાર.
સ્થળે સ્થળે સ્ત્રીઓ વસે, આ અવનિની માંહ્ય,
સત્યવાન્ જે જાણતા, એક જ સ્ત્રી જગમાંહ્ય.

અધમ સ્ત્રીઓ બીજા પુરૂષોને પોતાના પુરૂષો સમાન ગણવા જાય છે; મધ્યમ સ્ત્રીઓ બીજા પુરૂષોને ભાઇ અને બાપ સમાન ગણે છે; પણ મ્હારા જેવી ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીઓ પતિ સિવાય બીજા પુરૂષોને સ્ત્રી સમાન ગણે છે.

**વિષયસિંહ**—પણ કુન્દનસિંહની સાથે આપની કાયાનો જરા પણ સંબંધ હજુ થયો નથી માટે, એ આપનો પતિ નથી.

**તપસ્વિની**—જેના મનની સાથે મન જોડાઈ ગયું, જેના હૃદયમાં હૃદય મળી ગયું, જેના આત્મદીપકમાં આત્મજ્યોત મળી ગઇ, પછી ચાહ્ય તે પતિનું મરણપર્યંત દર્શન ન થાય તો પણ સતીને મન તેજ પતિ છે, અને તે સિવાયના બધા પુરૂષો સ્ત્રી સમાન છે, માટે તને પણ હું સ્ત્રીરૂપે જોઉં છું.

**વિષયસિંહ**—હું સ્ત્રી છું કે પુરૂષ, ત્હારો સ્વામીનાથ થવાને લાયક છું કે ત્હારા પગરખાં ઉપાડનાર ગુલામ, તે હવે જણાવીશ. લવારી બંધ કર અને ફરીથી કહું છું કે માની જા.

ગાયન.

માનો માનો (૨), માનો માનો માનુની મ્હારૂં માનોરે,
પ્રીતિ રીતિમાં ભીતિ ન જાણો— માનો.
શાને શરમાયે શ્યામા, રીસે રિસાયે રામા (૨),
ભામા હર્ષે હવે સુખ માણો—પ્રીતિ..................માનો.
માનો માનુની તમે, આપું સ્વર્ગસમ સુખ,
નહિ માનો તો માનજો, આવ્યું દારૂણદુઃખ;
ભૂખ પ્રીતિની પ્યારી મિટાવો તમે, દુઃખ દીલનું, ઓ
વ્હાલી, શમાવો તમે,
મમ વિનતિ ઉરે ઝટ આણો..........પ્રીતિ..........માનો.

**તપસ્વિની**—ઉત્તમ કુળમાં ઉપની, ઉત્તમ સતીનો ધર્મ,
ઉત્તમ ક્ષત્રી કુળનો, કરતો તું આ કર્મ !
શરમા, જરા શરમા (૨), અધમ કૃત્ય તું કરમા રે
શરમા જરા શરમા,
સિંહણની હું બાળ છું, તૃણ મુજથી ન ચરાય;
બ્હીકથી નવ અકલાઉ હું, શિયાળીઆં ડર ખાય.

તું ક્ષત્રીમાં શીદને ગણાણોરે, કુખ ક્ષત્રાણી લજવે
તું મ્હાણો........માનો.

**વિષયસિંહ**—તપસ્વિની, માને છે કે નહિ ? નહિ માનતાની સાથેજ આ લોખંડની બેડી ત્હારા શરીરે પ્હેરાવી ત્હારા બળની પરીક્ષા કરીશ. જોઉં છું ત્હારો પરમેશ્વર ક્યાં થઇને આવે છે તે.

**તપસ્વિની**—"ખળને મન સમવિષમ નહિ, ગુણિ અવગુણિ સમાન,
સારો નરસો નવ જુએ, ભસે સર્વને શ્વાન."

તું ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો છે એ યાદ કરી શ્વાન ન થા, વિષ્ટા ન ખા. સૂર્યનારાયણ આખા જગતમાં પ્રકાશ આપે છે, છતાં ઘુવડને તે ન જણાય એમાં સૂર્યનારાયણ પ્રભુનો દોષ નથી, પણ ઘુવડનો છે. ઘટઘટમાં વ્યાપક પરમાત્મા ત્હારા જેવા દુર્જનની આંખે ન જણાય તેથી 'પરમાત્મા નથી' એમ કહેનારા ત્હારા જેવા જખ મારે છે. હજાર હાથવાળો એ ધણી છે, છે. ને છેજ.

**વિષયસિંહ**—ચૂપ કર ત્હારી લવારી. લે ત્હારી જક્કતનું આ ફળ. ( તપસ્વિની મૂર્છા વશ થાય છે. વિષયસિંહ તેને લોખંડની બેડી પ્હેરાવી દૂર ઉભો રહે છે. )

**વિષયસિંહ**—જોઉં છું એ સતી કરે છે શું ? સ્ત્રીઓનો સ્વભાવજ છે કે સીધી રીતે ઠેકાણે ન આવવું. શાસ્ત્રમાં પણ સ્ત્રીની જાતને અધમ કહેલી છે.

**તપસ્વિની** ( જાગ્રત થઇ )—હું આ શું જોઉં છું ? મ્હારા હાથે ને પગે લોખંડની બેડી ? હા; વિષયસિંહ ત્હેં બહુ કરી. ભુંડો ભુંડાના ભાવ ભજવ્યા વિના રહેતો નથી જ. વાંદરાને ચોમાસામાં ઘર બાંધવાની શિખામણ આપનાર સુગ્રીવ પોતે પોતાનું જ ઘર ખોઇ બેઠી.

**વિષયસિંહ**—મ્હેં તો તને ઘણુંએ કહ્યું હતું પણ તું માની નહિ એ ત્હારો વાંક; હવે બેડી પહેરાવી એટલે માનશેને ?

**તપસ્વિની**—આ બેડી ! આ શું બેડી છે ? નહિ, નહિ; પતિવ્રત સાચવવા જતાં પ્રાપ્ત થએલી આ તો શિયળની સાબીતી આપનારી સાચાં મોતીની માળા છે. હાથને પગે એકલી નહિ, અંગે અંગમાં તું બેડી પહેરાવે, અરે દરેક અંગને તું જુદું જુદું કરી કાપી નાંખે

તો પણ આ સતી અસત્ય માર્ગ ગ્રહણ કરનાર નથી. સિંહણ અધર્મ રૂપી તૃણ ચરનાર નથી, નથી તે નથીજ.

**વિષયસિંહ**—તું જક કરીને અત્યંત હેરાન થઇશ. હઠ કરનારી સ્ત્રીઓ દુઃખી થઇ નથી સાંભળી ?

**તપસ્વિની**—સાંભળી છે-પણ એ હઠ જુદી ને આ હઠ જુદી. સાકરનો ગાંગડો અને સાચો હીરો એ બેમાં જેટલો તફાવત છે, તેટલો એ કાર્યમાં ને આમાં છે. હે સત્યના દેવતાઓ, પવિત્ર મનની આ બાળાની લાજ લુંટાય છે, ધર્મ સમુદ્ર મર્યાદા ત્યજી દે છે, પવિત્ર પતિવ્રત રૂપી કાષ્ટ પાપના જળમાં ડૂબે છે, માટે વ્હારે ધાઓ, વ્હારે ધાઓ. જો મ્હેં મ્હારા મન વચન અને કર્મથી પણ અવર પુરૂષનો વિચાર સરખો ન કર્યો હોય અને ગુરૂ વિશ્વભૂતિના નામને દિપાવ્યું હોય તો હે ઘટઘટ વ્યાપક પરમાત્મા આ દુષ્ટની જાળમાંથી મને મુક્ત કરો.

**કુન્દનસિંહ**—( નેપથ્યમાં ) ગભરા નહિ, તપસ્વિનિ, ગભરા નહિ. સત્યનો બેલી પરમેશ્વર ત્હારી મદદે જ છે.

( કુન્દનસિંહનું આવવું. તપસ્વિનીની બેડીનો એકાએક નાશ થવો. વિષયસિંહનું ગભરાઇ જવું અને સત્યના પ્રભાવે અંધ બની જવું. )

**તપસ્વિની**—કોણ મ્હારા નાથ !

**કુન્દન**—પ્રિય તપસ્વિની, આટલા દિવસ સુધી તું ક્યાં રહી ? ત્હારા પાતિવ્રત્યને તો વિઘ્ન નથી પ્હોંચ્યું ને ?

**તપસ્વિની**—આપ જેવા મ્હારે માથે પતિ અને હજાર હાથવાળા જેવો મ્હારે માથે પરમેશ્વર હોવા છતાં પાતિવ્રત્યમાં વાંધો આવે જ કેમ ? પતિવ્રતમાં વાંધો આવે તે ઘડીએ સતીઓને શ્વાસ રૂંધીને, જીભ કરડીને, કે પોતાની કટાર પોતાના પેટમાં ખોસી મરતાં ક્યાં નથી આવડતું ? પતિવ્રતથી આ જીવન વધારે મોંઘું નથી.

હું જ્યારથી વિખુટી થઇ, પડી દુષ્ટની આ જાળમાં,
શુભ પાતિવ્રત્ય જ પાળવા, પડી કાળ મુખ વિકરાળમાં,
ના દુષ્ટ માન્યો બોધથી, ના શુદ્ધિ આવી તેહને
જ્યાં જુલ્મ કરવા લાગતો, આપે નસાડયો તેહને

**કુન્દન**—તપસ્વિની, ત્હારા વૃત્તાંતથી મ્હારા રોમે રોમમાં અગ્નિ પ્રકટે છે. શું ક્ષત્રિયો જગતમાં આવા ધધાઓ કરતાં શીખ્યા છે ? સ્ત્રીઓનું રક્ષણ કરવાનું મૂકી દઇ સ્ત્રીઓનું ભક્ષણ કરવા લાગ્યા છે ? બ્હે-

તર છે કે ક્ષત્રિય રૂપી કુસુમોની વાડીમાંથી આવા કંટકો દૂર કરવા. અંગનો એક ભાગ સડેલો હોય તો આખું અંગ સડે છે માટે આ દુષ્ટના જેવા સડાને કાપીને ફેંકી દેવાની જરૂર હું જોઉં છું.

**તપસ્વિની**—પ્રભો, ન્હાનું બચ્ચું ભૂલ કરે તેની સાથે આપણે ન્હાના નથી થવાતું, કુતરૂં કરડી જાય તેથી કુતરાને આપણે નથી કરડતા. આપણો ધર્મ તો વિંછીનો ડંખ સહન કરીને પણ કીડીને પાણીમાં તણાઇ જતી અટકાવવાનો છે.

**કુન્દન**—તપસ્વિની તું ભોળી છે.

**દોહરો.**

"શઠને તો શિક્ષા વિના, કદી ન આવે સાન
કહિયે પશુને કરગરી, તો ના તજે તોફાન."

**તપસ્વિની**—તે ખરૂં, પણ,

"સાકર તજે ન સરસપણું, સોમલ તજે ન ઝેર,
સજ્જન તજે ન સહનતા, દુર્જન તજે ન વેર."

માટે તેના કર્મના ઘણાંજ દુષ્ટ ફળ પરમાત્મા તેને આપશે.

**વિષયસિંહ**—(સ્વગત) અરેરે, મ્હારૂં શૌર્ય ક્યાં ઉડી ગયું? મ્હારી આવેલી હિંમત ક્યાં નાસી ગઇ? હું એકદમ નિર્બળ કાં થઇ ગયો? (પ્રકાશ) કુન્દનસિંહ, મને જીવતો મૂકશો નહિ. મ્હેં આપનો મ્હોટો અપરાધ કર્યો છે. મને ખબર ન્હોતી કે ચંદનના વૃક્ષને કાપવાથી ચંદન ઉલટું સુગંધ આપશે. આંબાના ઝાડને પત્થર મારવાથી આંબો ઉલટી કેરી આપશે. હું દુષ્ટ છું, છળેલો છું, વિષયી છું, ક્ષત્રી બીજને કલંક લગાડનાર છું. મ્હારા પર થુંકો, મ્હને કાપી નાંખો. આટલા દિવસે હું ઘેર જઇ શું મ્હોં બતાવીશ? હું ભૂલ્યો, આથડ્યો. મને કોણ બચાવે?

**કુન્દન**—ભાઇ વિષયસિંહ, ત્હારો આત્મા હવે નિર્મળ થયો છે. માટે ઘેર જઇ ત્હારી પત્નીને બધી હકીકત હૃદય ખુલ્લું કરી કહેજે. તે તને ક્ષમા કરશે એટલું નહિ પણ ત્હારી દયા ખાશે. હમેશના કરતાં ત્હારા પર વધારે પ્રેમ દર્શાવશે.

**વિષયસિંહ**—ભાઇ, મ્હારા ભાઇ, ઉપકાર થયો, પરંતુ હું અંધ થયો છું. મને આ વનમાંથી મ્હારા નિવાસ સ્થાને કોણ લઇ જાય?

**તપસ્વિની**—ધર્મના બન્ધુ, (તેના માથા પર હાથે મૂકી) શ્રી પ્રભુ ત્હારા

અપરાધની ક્ષમા આપો. ત્હારી અંધતા દૂર થાઓ. તને સત્જ્ઞાનની પ્રાપ્તિ થાઓ.

કુન્દન અને તપસ્વિનીનું જવું વિષયસિંહનું દેખતા થવું.

**વિષયસિંહ**—અહો મ્હારી અંધતા દૂર તો થઇ! પરંતુ એ સતીનાં મને દર્શન થયા પ્હેલાં તો તે ચાલ્યાં ગયાં. સત્સંગનો કેવો પ્રભાવ!

ગાયન.

કહે સૌ સંગ વડે શું થાતું, સંગે પીતળ સોનું થાતું,
સંગે પીતળ સોનું થાતું, સંગે ઉચ્ચ નીચ બની જાતું....કહે૦
પારસમણી સમ ગુરૂની સંગે, જવું અધમનું થાતું (૨);
અધમ તણો ઉદ્ધાર થતો ત્યાં, (૨), પાપ સાફ થઈ જાતું....કહે૦
કલાલની દુકાને બેસી, દૂધ પીવું જો થાતું (૨);
મદ્યપાન કર્યું સૌ કોઇ કહેશે (૨), નીચું જોવાઇ જાતું....કહે૦
સિંહણનું બચ્ચું બચપણથી, શિયાળ સંગે જાતું (૨);
ઘડીભર બનીને શિયાળ રહેતું (૨), સંગે કંઇ કંઇ થાતું....કહે૦

(જાય છે.)

---

## પ્રવેશ ૫ મો.

સ્થળ—હર્ષચંદ્રનું ગૃહ.

પાત્રો—હર્ષચંદ્ર, વિલાસિની, મોહનચંદ.

(વિલાસિની ઉંઘતી હોય છે)

ગાયન.

**હર્ષચંદ્ર**—કેવી નારી આ નિશ્ચિન્ત ઉંઘે છે (૨),
પડી પર્યંકમાં પ્રેમદા સુખે છે— કેવી.
પુરૂષને પ્હેરાવી ચિન્તા, નારી ઉંઘી જાય;
રખડી રાતે રસીઓ આવે (૨), ત્યાં નસ્કોરાં સંભળાય.
અહાહા, નસ્કોરાં સંભળાય, કેવાં નસ્કોરાં સંભળાય—કેવી.

મધુરીને શું ઉંઘ આવી ગઇ છે? મધુરી, નિદ્રાદેવીના ખોળામાંથી બેઠાં થાઓ. મધુરો પાસે આવ્યો છે, તેનો આદરસત્કાર તો કરો. એટીકેટ બધી ભૂલી ગયાં કે શું!

પ્યારી પ્રેમદા પામ્યો, ચંદ્રના મુખવાળી,
શાણી સુન્દરી પામ્યો, રતી શરમાવનારી;
મધુરી બોલતી મિઠી, બોલી સુખ આપનારી,
ચંચળા ચાલતી ચાલે, હંસને હંફાવનારી.

**વિલાસિની**—(જાગીને) આ આવીને રાગોડા શાના ખેંચવા માંડયા છે? જરા આંખ મળી એટલામાં તો 'હોહો' કરીને જગાડી દો છો.

**હર્ષચંદ્ર**—(સ્વગત) નોન્સેન્સ! રાણીનાં વખાણ કર્યાં, ત્યારે મને જ અડાવવા ઉભી થઇ છે! ગદ્ધાને ખાયા ખેત નહિ પુણ્ય કે પાપ! નોન્સેન્સ! (પ્રકાશ) શ્રીમતી, આપને શું બહુ શ્રમ લાગી ગયો? આપનાં વખાણ કરનારને આમ અડાવશો કે? (સ્વગત) નોન્સેન્સ.

**વિલાસિની**—મ્હારે વખાણ કાંઇ જોઇતાં નથી. એ રાખો તમારી પાસે. વખાણી જ ખીચડી દાંતે વળગે તો?

**હર્ષચંદ્ર**—(સ્વગત) નોન્સેન્સ! આ વળી નવું કૌતક! (પ્રકાશ) શું સુખમાં કંઇ કમીના રહી ગઇ છે? આટલો મિજાજ તો સુખમાં સુનારીને પણ ન હોય.

**વિલાસિની**—હું જાણું છું સ્તો. સુખમાં સુનારીને તો મિજાજ ક્યાંથી હોય! સુખ નથી ત્યારે તો મિજાજ કરૂં છું ના?

**હર્ષચંદ્ર**—આટલું પ્હેરતાં ઓઢતાં સુખ નથી એ તો ત્યારે મ્હારા નશીબનો વાંક કે મ્હારી જશ રેખા વિધાનાએ ટુંકી કરી નાંખી છે.

**વિલાસિની**—સુંડને ગાંગડે તે વળી ગાંધી થવાતું હશે? દશ વિશ પોલકાં, દશ વિશ સાડી, અને ગણ્યાં ગાંઠયાં પંદર વિશ ઘરેણાં મળ્યાં, એટલે સુખનું સ્વર્ગ મળ્યું કે?

**હર્ષચંદ્ર**—ત્યારે એથી પણ વધારે જોઇતું હશે કે? મન તો છો કોમળ તે ઘરેણાનો ભાર ખમશો શી રીતે?

**વિલાસિની**—તેના તમારે સંતાપ છે? ઉંચકવાની હિંમત હશે ત્યારે કહેતાં હશું ના? દશ ડઝન પોલકાં, રેશમી સાડીની સેટો, મન માન્યાં ઘરેણાં વગર ચાલતું હશે? આ હું ફરવા જઉં છું તે રેશમી બશ્મો તો મને રસ્તાપરના રાંકાને આપી દેવાનું મન થાય છે.

**હર્ષચંદ્ર**—(સ્વગત) નોન્સેન્સ, આ સુધરેલા બૈરા પરણવાં એટલે પોતાના સારૂ પાઇ ન બગાડવી અને બૈરા સારૂ પૈસાની હોળી સળગાવવી? આ તો સાપે છછુંદર ગળ્યું! નોન્સેન્સ. (પ્રકાશ) હા, પણ હાલ જોઇતીજ ચીજો મંગાવોને?

( નેપથ્યમાં—અરે કોઇ છે કે ? )

**વિલાસિની**—ત્યારે હમણાં તો કાને પહેરવાના એરીંગ અને રાણુમાળા લઈ આવો.

**હર્ષચંદ્ર**—તે શું હાલ ને હાલ-અત્યારે જોઇએ છે ? ( સ્વગત ) આ પણ નૉન્સેન્સ.

**વિલાસિની**—અત્યારેજ. એક કલાકની મુદત આપું છું તેટલામાં લાવી હાજર કરો, નહિ તો હું મ્હારે આ વાસીને સુતી.

**હર્ષચંદ્ર**—પણ અત્યારે તો પૈસાની સવડ નથી. એ તે કાંઇ ખાતર થોડું પાડવું છે ? અને રાત્રે મળે પણ ક્યાંથી ?

**વિલાસિની**—જવેલરી માર્ટ રાત્રિના બારબાર વાગ્યા સુધી ઉઘાડા રહે છે. રૂપિયા તરત જ ન હોય તો સેવિંગ્ઝ બેંકમાંથી ઉપાડી વ્યાજ સાથે પ્હોંચતા કરજો.

**મોહનચંદ**—બેટા વિલાસિની.

**હર્ષચંદ્ર**—અરે બુઢ્ઢા, આ પાટિયું વાંચ્યા વગર પેસી ગયો ? જો, આ શું લખ્યું છે?—" રજા વગર કોઇએ આવવું નહિ. "

**મોહનચંદ**—મ્હેં તો આવવાની આગળથી મ્હોટો ધાંટો પાડી વરધી આપી હતી, પણ તમારી લટપટમાં તમે ન સાંભળો તો હું શું કરૂં ?

**હર્ષચંદ્ર**—પણ બુઢ્ઢાજી, મ્હારે વાત કરવાનો હાલ ટાઇમ નથી. શું કામ છે તે બે સેકન્ડમાં કહી નાંખો.

**મોહનચંદ**—મ્હારી વિલાસિનીને મ્હારે ત્યાં પાછી મોકલો ?

**વિલાસિની**—પણ બાપાજી, મ્હારે તમારા ઉમર પર પણ ચઢવાની ઇચ્છા નથી.

**મોહનચંદ**—એમ તે બેટા થાય ? લોકો મ્હારા કાન કરડી ખાય છે. પરણી તો ભલે પરણી પણ આ હર્ષચંદ્રની સાથે રહેવામાં તો મ્હારી આબરૂના કાંકરા થાય છે.

**હર્ષચંદ્ર**—પરણેલી બૈરી તે પાછી અપાતી હશે ! અક્કલ ગઇ કે શું ?

**ગાયન.**

**વિલાસિની**—બુઢ્ઢા બાપુ તમે ચાલો,
**હર્ષચંદ્ર**— બસ ચાલો અહીંથી ચાલો.
**મોહનચંદ**— દીકરી મ્હારી તમે હાલો.
**વિલાસિની**—બાપાજી હાથ ન ઝાલો........................બુઢ્ઢા૦

હર્ષચંદ્ર— શું વખત ગુમાવે ઠાલો,
એ બુઢ્ઢા બ્હાર નિકાલો.
મોહનચંદ— શું વગર રજાએ મ્હાલો,
ઘર ના મ્હારૂં તમે ઘાલો.
નહિ આ સારો ઘરવાળો,
બ્રહ્મચારીનું મ્હોં બાળો.
હર્ષચંદ્ર અને વિલાસિની } બુઢ્ઢાજી ના ઘો ગાળો,
ગાળો ઘીની પડનાળો.......................બુઢ્ઢા૦

---

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ–માર્ગ.

પાત્રો–ભ્રમણાનંદ અને મુનિ નારદ.

ભ્રમણાનંદ—શિવ, શિવ, શિવ, વિષયસિંહને હાથમાં લેવાથી પણ દિ વળ્યો નહિ. કોણ જાણે કયા કારણથી હું એક નિર્બળ સ્ત્રીને ફં- સાવવા શક્તિમાન થતો નથી. લોખંડ જેવી બેડી પણ સતીને પ- તિનાં દર્શન થવાથી શરીરની નસોમાં એકદમ લોહી ભરાઇ જવાથી તૂટી ગઇ ! ગજબ છેને ! સ્ત્રીમાં આટલું બધું બળ મ્હારા કલ્પ- વામાં નહોતું. સવાલ માત્ર એટલો છે કે આપણી ટેક પૂરી થવી જોઇએ.

( નારદમુનિનું આગમન ).

નારદ—( ઉતરતાં ) નારાયણ, નારાયણ, નારાયણ. ( નીચે આવીને ) મુનિરાજ, શા સમાચાર છે ?

ભ્રમણાનંદ—આપણાથી ક્યાં અજાણ્યા છે ?

નારદ—ભ્રમણાનંદ, હું તો હમણાં આ તરફ નથી આવ્યો.

ભ્રમણાનંદ—ત્યારે હું આપને શું કહી સંભળાવું ?

નારદ—આમ ઉદાસ ચ્હેરે વાત કાં કરો છો ?

ભ્રમણાનંદ—એમજ તો.

નારદ—કારણ તો બતાવો.

ભ્રમણાનંદ—તપસ્વિનીના પાતિવ્રત્યની પરીક્ષા કરવા મ્હેં વિષયસિંહને હાથમાં લીધો પણ નિષ્ફળ.

**નારદ**—એમ કેમ ?

**ભ્રમણાનંદ**—કેમ તે એમ કે તપસ્વિનીને પ્હેરાવેલી બેડી પણ કુન્દનસિંહને દેખતાં વારજ તુટી ગઇ !

**નારદ**—હું તો તમને આગળથી કહેતો હતો કે સુતેલી સિંહણને જગાડવામાં ફાયદો નથી.

**ભ્રમણાનંદ**—નહિ, નહિ, એવાં નિર્બળ વચનોમાં મને શ્રદ્ધા નથી.

**નારદ**—ત્યારે આપનો વિચાર શો છે ?

**ભ્રમણાનંદ**—મ્હારો એ વિચાર છે કે તપસ્વિનીની હજુ પણ વધારે પરીક્ષા કરવી.

**નારદ**—એકજ દષ્ટાંતથી ખાત્રી નથી થઇ ?

**ભ્રમણાનંદ**—ખરેખર નહિ. એને હજુ પણ વધારે દુઃખમાં નાંખવાનો મ્હારો સંપૂર્ણ વિચાર છે.

**નારદ**—પણ, મુનિરાજ પસ્તાશો. અગ્નિ સાપ, અને પાણી એ ત્રણેને સતાવવાનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે.

**ભ્રમણાનંદ**—પણ એ ત્રણેમાંની એ એકે નથી.

**નારદ**—એનામાં એ ત્રણે ચીજો છે.

**ભ્રમણાનંદ**—એ શી રીતે ?

**નારદ**—સતીમાં પાતિવ્રત્ય અને સતીત્વનો એટલો બધો અગ્નિ હોય છે કે જે પ્રાણીઓ તેને સ્પર્શ કરે છે તેને તે બાળી મૂકે છે. સાપનો ગુણ એ રીતે કે સતીને સતાવવી એ સાપને સતાવવા બરાબર છે. જ્યાં સુધી તે ન બોલે ત્યાં સુધી સારૂં પણ જ્યાં પોતાનું જોર બતાવવું શરૂ કરે ત્યાં તેના ઝેરથી જ મનુષ્યો દેહરહિત થઇ જાય પાણીનો ગુણ એ કારણથી કે દુઃખના અગ્નિમાં ત્રાસ પામતા જે જીવો હોય તેને સતીના હાથનો સ્પર્શ થાય કે તરત જ દુઃખનો અગ્નિ સતીના કૃપારૂપી જળથી શાંત થઇ જાય છે.

**ભ્રમણાનંદ**—એ તો જુના જમાનાની સતીઓ વાસ્તે. હાલના જમાનાની સતીઓ વાસ્તે નથી લાગુ પડતું.

**નારદ**—ત્યારે કહું છું કે આપ એ પ્રયત્ન કરી જુઓ. ( જતાં જતાં ) નારાયણ, નારાયણ, નારાયણ.

**ભ્રમણાનંદ**—કાંઈ માનવું નથી. કુતરૂં એક વાર રોટલો લઈ જશે—વારેવારે તો નહિ. ચાલ, મ્હારી અદ્દભૂત શક્તિનો પ્રયોગ સતીપર કરવા દે.

## પ્રવેશ ૭ મો.

---

**સ્થળ**—સુવર્ણનગરનું શિવાલય.

**પાત્રો**—તપસ્વિની, કુન્દનસિંહ, કુસુમમંજરી, સુવર્ણલતા, સુવર્ણલતાનો યાર, કનકસિંહ, મદનચંદ્ર વગેરે વગેરે.

( શિવમંદિરમાંથી લોકો દર્શન કરી કરી નીકળે છે. તપસ્વિની અને કુન્દન છેવટ દાખલ થાય છે. )

**ગાયન.**

**કુન્દન અને તપસ્વિની**— ભુંડા, તું ભૂલમા રે, તું ભૂલમા રે, નહિ ધાર્યું ત્હારૂં થાય,
ચંચળ, સુખમાં તું ડૂલમા રે, તું ડૂલમા રે, નહિ ધાર્યું ત્હારૂં થાય.
નરસિંહ મ્હેતો, બાઇ મીરાં, એ ભક્ત પ્રભુનાં સાચાં (૨),
હરિશ્ચંદ્ર તારામતી સૌએ, દુઃખ સહ્યાં નહિ કાચાં;
અન્તે અવિચળ સુખમાં રાચ્યાં રે, એ અવિચળ સુખમાં રાચ્યાં રે........નહિ૦
સતી દ્રૌપદી પડી પંઝામાં, દુર્યોધનના હાથે (૨),
જઇ વ્હાલાએ ચીરો પૂર્યા (૨), ત્રણ ભુવનના નાથે.
પ્રભુ રહેતા ભક્તની સાથે રે, એ રહેતા ભક્તની સાથેરે.
નહિ ધાર્યું ત્હારૂં થાય..................ભુંડા તું૦

**કુન્દન**—તપસ્વિની, વટેમાર્ગુના કહેવાથી જણાય છે કે આ સુવર્ણ નગરનું શિવમંદિર છે. અહોહો, આ એકાંત સ્થળમાં તે કેવું રમણીય દેખાય છે!

**તપસ્વિની**—પ્રભો, ચાલો આપણે શિવજીનાં દર્શન કરી કૃતાર્થ થઇએ. તે પછી આરામ લઇએ.

**કુન્દન**—હા, ચાલો.

( મંદિરમાં દર્શન કરી પાછળના વૃક્ષ નીચે બન્ને બેઠાં છે તેવામાં સુવર્ણલતા અને કુસુમમંજરી આવી પ્હોંચે છે ).

**સુવર્ણલતા**—કુસુમમંજરી, તું માની જા, હઠ કરવામાં સાર નથી.

**કુસુમંજરી**—અરે, પણ તમે બોલો છો શું ? તમે મ્હારી માતા થઇ મ્હારા પિતાજીને દગો દઈ, તેની આંખમાં ધુળ નાંખી, એક નીચની સાથે સોબત કરો એ હું સાંખી શકું ? મ્હારે નજરે દેખ્યા પછી એ હું સહી શકું ? મ્હારો પૂત્રીનો ધર્મ ચૂકી શકું ?

**સુવર્ણલતા**—કુસુમમંજરી, ત્હારી ભૂલ છે.

**કુસુમ**—ભૂલ તમારી છે કે મ્હારા પિતાજી જેવા ક્ષત્રિયકુળ દીપક પતિ છતાં એક નીચ પુરૂષની સાથે તમે સંબંધ રાખો છો. ભૂલ તમારી છે કે એક નીચ કાર્ય કર્યા પછી તે છૂપાવવા જાઓ છો. ભૂલ તમારી છે કે અપવિત્રતાના રસ્તે જઇ બીજાને પણ અપવિત્રતાના પાપમાં હોમવા તૈયાર થાઓ છો.

**સુવર્ણલતા**—પુત્રી........

**કુસુમ**—મને પુત્રી કહી બોલાવશો નહિ. મ્હારી માતા આવા નીચ કાર્ય કરનાર હોય ? નીચ કાર્ય કરનાર માતાને મારી નાંખી માતા વગરની કહેવરાવવાનું મને વધારે પસંદ પડશે.

**સુવર્ણલતા**—કુસુમમંજરી, આપણા મનમાં એવી ઇચ્છા ઉત્પન્ન થાય . એમાં વાંક આપણો નહિ પણ મનનો છે.

**કુસુમ**—સારા અને નરસા વિચારોમાંથી વિવેકી માણસો સારા જ વિચારો પસંદ કરે છે.

**સુવર્ણલતા**—પણ ઇચ્છા આપણને વશ રહેતી નથી.

**કુસુમ**—પ્રયત્ન કરવાથી ઇચ્છા પણ વશ થઇ શકે છે.

**સુવર્ણલતા**—ત્હારી એ બાલકોને છાજે એવી ટેવ જવા દે અને ત્હારા પિતાને કહેવું રહેવા દે.

**કુસુમ**—આ આંખોમાં તેજ છે, શરીરમાં હૃદય છે, હૃદયમાં આત્મા છે ત્યાં સુધી તો હું દેખ્યું ન દેખ્યું કરનાર નથી. તમારા જેવી હજારો પાપીથી ડરનાર નથી. ઇશ્વરની ન્યાયી સત્તામાં અવિશ્વાસ ધરનાર નથી.

**દુર્બુદ્ધિ**—( ધસીને ) છોકરી, ત્હારો ઇશ્વર કેવો છે તે ચાલ બતાવ, અને રાણીની ઇચ્છાને વશ થાય છે કે નહિ તે જણાવ.

**કુન્દન**—સબુર, ઓ દુષ્ટ સબુર, નિર્દોષ બાળાને સ્પર્શ કરતાં અટકી જા.

**દુર્બુદ્ધિ**—કારણ ?

**કુન્દન**—એ કારણનો જવાબ મ્હારી આ સમશેર આપશે.

**દુર્બુદ્ધિ**—શૌર્યનું અભિમાન ધરાવતો હોય તો આવી જા સામો.

( લઢાઇ શરૂ થાય છે. કુન્દનથી દુર્બુદ્ધિનું મરણ થાય છે. )

**કુસુમ**—રાજકુમાર આપ કોણ છો ?

**કુન્દન**—સંસારતીર્થની યાત્રાએ નીકળેલો એક પ્રવાસી.

**કુસુમ**—આપનું નામ ?

**કુન્દન**—કુન્દનસિંહ

**કુસુમ**—આપ ક્યાં જવા ધારો છો ?

**કુન્દન**—આ જ નગરમાં.

**કુસુમ**—આપનું રહેવાનું સ્થળ ?

**કુન્દન**—આજ નગર.

**કુસુમ**—કયે ઠેકાણે ?

**કુન્દન**—આપ કયે સ્થળે રહો છો ?

**કુસુમ**—હું કનકસિંહની પુત્રી છું અને રાજમહાલયમાં રહું છું.

**કુન્દન**—ત્યારે હું પણ કનકસિંહનો પુત્ર છું અને રાજમહાલયમાં જવા ધારૂં છું.

**કુસુમ**—કોણ, મ્હારા ભાઈ! ( બન્ને ભેટે છે ).

**કુસુમ**—ભાઇ, મ્હોટા ભાઇ, તમારી વાતો પિતાજી કર્યા કરતા હતા પણ તમે જીવતા હશો એવું કોઇ માનતું નહોતું. હું આપની સગી બ્હેન થાઉં છું અને આ આપણી ઓરમાન માતા.

**સુવર્ણલતા**—ભાઇ કુન્દન, તને જોઇને હું અત્યંત ખુશી થઇ છું. મ્હારો અપરાધ ક્ષમા કરજો.

**કુસુમ**—ભાઇ, આજ તમને પ્હેલ વ્હેલા દેખ્યાથી મ્હારો ઉમંગ માતો નથી. તમે ઉભા રહો હું પિતાજીને બોલાવી લાવું.

( કુસુમ જાય છે. )

**કુન્દન**—માતાજી, આપની કુસુમમંજરી સાથેની વાતચીત હું પેલા વૃક્ષ નીચે રહીને સાંભળી ગયો છું.

**સુવર્ણલતા**—પેલા વૃક્ષ નીચે ? પેલી સ્ત્રી કોણ છે ?

**કુન્દન**—તમારી પુત્રવધૂ. તપસ્વિની, આ તમારાં સાસુ.

**સુવર્ણલતા**—( સ્વગત ) મ્હારી પુત્રવધૂ પણ મ્હારા લક્ષણ જાણી ગઇ. હવે હું તેને શું મ્હોં બતાવીશ ?

**તપસ્વિની**—માતાજી, પાયે લાગું છું.

**સુવર્ણલતા**—જીવતાં રહો.

( કનકસિંહ, કુસુમમંજરી વગેરે આવે છે. )

**કુસુમમંજરી**—પિતાજી પિતાજી, આ મ્હારા ભાઇ કુન્દનસિંહ.

**કનકસિંહ**—કુન્દન, મ્હારા ચિરંજીવી પુત્ર, તું ભાગ્યશાળી હો. ત્હારી કાંતિજ ત્હારાં શુભ લક્ષણુની સાબિતી છે.

**તપસ્વિની**—પિતાજી, વંદન કરૂં છું.

**કુસુમ**—તમારૂં નામ શું, ભાભીશ્રી?

**તપસ્વિની**—તપસ્વિની.

**ચોપદાર**—મહારાજા, સ્નેહનગરના રાજા પધારે છે.

**કનકસિંહ**—ચોપદાર, તેમને બોલાવી લાવ.

(મદનચંદ્ર, આવે છે અને બેસે છે.)

**મદન**—મહારાજા, હું આપના મહાલય તરફ જઇને આવ્યો.

**કનકસિંહ**—માફ કરજો. મ્હારા પુત્ર કુંન્દનનું આવવું થવાથી મ્હારે શિવાલય તરફ આવવું પડયું છે.

**મદન**—તેનું કાંઇ નહિ.

**કનકસિંહ**—મ્હારાજા, મ્હારા જેવું કાંઇ કામકાજ?

(તપસ્વિની વગેરે શિવાલયના બાગમાં જાય છે.)

**મદન**—મ્હારાજા, આપના પુત્ર કુન્દનસિંહને મ્હારી પુત્રી રતીસુન્દરી મનથી વરી ચૂકી છે, માટે કૃપા કરી તેના સાથે લગ્ન કરવાની આજ્ઞા તેને કરશો.

**કનક**—હું લાચાર છું કે આપની ભલામણ હું સ્વીકારતો નથી, કારણકે કુન્દન હમણાંજ તપસ્વિની સાથે લગ્ન કરીને જ આવ્યો છે.

**મદન**—શાંતિપુરની લઢાઇમાં મ્હેં તમને મદદ કરી હતી અને તમે મને વચન આપ્યું હતું તે વિસરી ગયા?

**કનક**—હું વિસર્યોજ નથી, પણ આ સંયોગોમાં મ્હારાથી હા પાડી શકાતી નથી. આપને જોઇતી બીજી દરેક ચીજ આપું, પણ કુન્દનનું મન અને તેની ઇચ્છા હું આપને વશ મૂકી શકતો નથી.

**મદન**—કુન્દનસિંહને બોલાવો હું તેમને પૂછી જોઉં.

**કનક**—ચોપદાર, આ ઉદ્યાનમાંથી કુન્દનને બોલાવો તો.

(ચોપદાર જઇ કુન્દનને બોલાવી લાવે છે.)

**મદન**—કુન્દનસિંહ, આપનો એકાએક પિતાજીને મેળાપ થયો તે સારૂં થયું. શરીર તો સારૂં છે ને?

**કુન્દન**—મહામુનિ વિશ્વભૂતિના પ્રતાપે હજુ સુધી શરીર આરોગ્ય રૂપ છે.

**કનક**—ભાઇ કુન્દન, આ સ્નેહનગરના નૃપતિ મદનચંદ્ર છે. તેઓ પોતાની પુત્રી ત્હારાવેરે આપવાની ઇચ્છા જણાવે છે.

**કુન્દન**—રાજાજી, હું એક કન્યાનું પાણિગ્રહણ તો કરી ચૂક્યો છું.
**મદન**—તેની ચિંતા નહિ. રાજકુમારો વધારે કન્યાઓ પરણી શકે છે.
**કનક**—મદનચંદ્રનું કહેવું યોગ્ય છે.
**કુન્દન**—પિતાજી, પણ હું એવી કન્યા પરણી લાવ્યો છું કે મ્હારે બીજી કન્યા પરણવાની ઇચ્છા જ થતી નથી.
**મદન**—પરંતુ આપના પિતાએ મને વચન આપ્યું છે માટે, આપ મ્હારી રતીનું પાણિગ્રહણ કરો તો સારૂં.
**કુન્દન**—મહારાજ, આપ તો ડાહ્યા છો. એકથી વધારે સ્ત્રી પરણવાની જરૂર ?
**મદનચંદ**—એ તો શાસ્ત્રના રચનારે પુરૂષના માટે છૂટ આપેલી છે.
**કુન્દન**—જેઓથી ન બની શકે તેમને માટે બધી છૂટો છે. સિંહણના બાળને પ્રાણાન્તે પણ તૃણ ખાવાની છૂટ મળી છે ?
**મદન**—ત્યારે આપના પિતાનું વચન મિથ્યા જશે ?
**કુન્દન**—અવિચાર ભરેલી પ્રતિજ્ઞાઓ અને વિચારો મિથ્યાજ જાય છે. વડના ઝાડપરથી ટેટાજ મળવાના, શ્રીફળની આશા રાખી હોય તો તે નકામી છે.
**કનક**—રાજાજી, હાલ તો આપણે ભોજનશાળામાં જઇએ. કુન્દન હજુ બ્હારથી ચાલ્યો આવે છે. આપણે પછી વાત કરીશું.

(સૌ જાય છે. સૌથી પાછળ તપસ્વિની જાય છે. એટલામાં રૂદનનો સ્વર સંભળાય છે.)

**એક વૃદ્ધ યોગી**—થાક્યો ફરી ફરી આજ હું,
ભાગ્યા આ મુજ પાય,
**તપસ્વિની** (પાછી ફરી)—ચિન્તા ત્યજ ઓ માનવી,
આવું છું હું ત્યાંય.

યોગીશ્વર, આપને શું થયું ? જલ્દી કહો.
**યોગી**—મ્હારે સારૂ ભિક્ષા માંગીને લાવતાં રસ્તામાં હું થાકી ગયો. પગમાં મને કંટક વાગ્યો અને હું પડ્યો. મ્હારો આટો ઢોળાઇ ગયો.
**તપસ્વિની**—મુનિવર, ત્યારે આપને મિષ્ટાન્ન લાવી આપું, ફળો લાવી આપું ?
**યોગી**—દેવાંશી બાળા, અતિથિ સત્કાર ધર્મ તું બરાબર સમજે છે, પણ મિષ્ટાન્ન ખાવાથી શરીરમાં વિકારો જાગ્રત થાય છે, માટે તેની મને જરૂર નથી. ફળો હું ખાતો નથી. થોડા આટા ઉપર મ્હારો સંપૂર્ણ ભાવ છે.

**તપસ્વિની**—ત્યારે પ્રભુ, હું આટો લઇ આવું. (જાય છે.)

**યોગી**—આ ભ્રમણાનંદને તે ઓળખી શકી નથી–ઠીક છે. હવે લડાવવામાં ઠીક મઝા પડશે.

**તપસ્વિની**—મહારાજ, આ આટો લ્યો, આશીર્વાદ દ્યો.

**યોગી**—કલ્યાણ થાઓ, બાળા ત્હારૂં. પણ મને મ્હારા પગમાં કંટક વાગ્યો છે તેથી રૂધીર નીકળ્યું છે. મ્હારાથી આગળ ચાલી શકાશે નહિ. મ્હારી પર્ણકુટી દૂર છે. હવે હું ત્યાં કેવી રીતે પ્હોંચીશ?

**તપસ્વિની**—ધર્મપિતા, ચિન્તા ન કરો. હું આપનો કાંટો કાઢું છું.

( પગ હાથમાં લે છે. )

**મદનચંદ્ર**—(સ્વગત) કાંત્યું પીંજ્યું ધૂળધાણી થઇ ગયું. હશે, પણ આ સામે શું દેખાય છે? લાગ તો બરાબર છે. તપસ્વિનીને–શાણી સતીને રખડતા જુવાન ભિખારીના પગને સ્પર્શ કરવાનું કારણ? તેની સાથે વાતચીતનો સંબંધ શું કરવા જોઇએ? લાવ, કનકસિંહને એકદમ બોલાવી આ તમાસો દેખાડું.

( જાય છે. )

**તપસ્વિની**—પ્રભો, આ કંટક નીકળી ગયો. સુખેથી કહો, બીજી શી આજ્ઞા છે?

**યોગી**—ભગવતિ, ત્હારાપર હું પ્રસન્ન થયો છું. ત્હારે શું જોઇએ છે?

**મદનચંદ્ર**—(કનકસિંહને સ્વગત) જોયું! યોગીરાજ મહાસતીપર પ્રસન્ન થઈ ગયા છે!

**તપસ્વિની**—આપનાં ફરી ફરી દર્શન એજ મ્હારી અભિલાષા છે.

**યોગી**—ભગવતી જા; સુખી થા.

**કનક**—ઉભી રહે ચાંડાલિની, તું જાય છે ક્યાં? યોગી સાથે ત્હારે શું કરવા લટપટ જોઇએ?

( યોગી જાય છે. )

**તપસ્વિની**—પિતાજી, અતિથિસત્કારનો ધર્મ બજાવવા હું તો ગઇ હતી.

**સુવર્ણલતા**—મને તો પ્રથમથી વ્હેમ હતો. ભિક્ષુકની છોકરી તે રાજ્ય શું સમજે? એને તો માટીનું ઠામ જ જોઇએ. કુન્દનનું પાત્ર એને લાયક નથી.

**કનકસિંહ**—બરાબર છે! મ્હેં નજરે દેખ્યું અને તું મને જુઠો પાડશે? આખા રાજ્યનો ઇન્સાફ કરનાર ત્હારૂં તર્કટ હું ન સમજું?

**તપસ્વિની**—રાજ્યનો ઇન્સાફ ભલે થતો હશે પણ મ્હારો ઇન્સાફ નથી થતો, મને ન્યાય નથી મળતો. બીનગુન્હેગાર મરી જાય છે. સતીનો ધર્મ અખંડિત થાય છે.

**કનકસિંહ**—કાંઈ સાંભળવું નથી. ચોપદાર, પેલા જોગટાને બોલાવી લાવો.

( બ્રમણાનંદને બોલાવી લાવે છે. )

**ભ્રમણાનંદ**—( હાથ જોડીને-થરથરતો ) મહારાજ, મ્હારો ગુન્હો માફ કરો. હવેથી એવું દુષ્ટ કર્મ હું કદાપિ નહિ કરૂં.

**કનક**—પણ, તું કોણ છે? અને તમારો પરિચય કયાંથી?

**ભ્રમણાનંદ**—હું સત્યજ કહીશ. મ્હેં મ્હારા યોગિત્વને લજવ્યું છે. બાલવયથી તપસ્વિની અને હું અંતરનાં મિત્રો છીએ, અને તેની ઇચ્છાથી હું જુદે જુદે વેષે તેને મળતો રહું છું.

**તપસ્વિની**—ઓ દુષ્ટ, ત્હારૂં દુઃખ દૂર કર્યું તેનો આ બદલો?!

**કનકસિંહ**—સમજાયું, ત્હારૂં સતીત્વ સમજાયું, દુષ્ટા. ગરીબ અને નિર્દોષ દેખાતા ચ્હેરાની નીચે કેવી કુટિલતાઓ ભરી હોય છે તેનો મને આજ અનુભવ થયો. મ્હારો ભ્રમ ભાગ્યો.

**તપસ્વિની**—પિતાજી, +++

**કનકસિંહ**—બસ કર, દુષ્ટા. ત્હારા વધારે શબ્દોથી હું મ્હારા કાનને અપવિત્ર કરવા માંગતો નથી. હું આજ્ઞા કરૂં છું કે મ્હારો દેશ છોડી ત્હારે આ ક્ષણે ચાલ્યા જવું.

( તપસ્વિની આજ્ઞા સાંભળી મૂર્છિત થઇ પડે છે. સા સ્તબ્ધ બની જાય છે. )

**પડદો.**

---

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—સ્નેહનગરનો રાજબાગ.

**પાત્રો**—તપસ્વિની, રતી, મદનચંદ્ર, વલ્લભા, નારદ.

**ગાયન.**

તપસ્વિની—ચડે, પડે, આખડે, અલ્યા તું મનથી શાને લઢે;
લખ્યું લલાટે બને, ખબર નહિ તને, ભૂપો ભલભલા
તું જોને પડે....ચડે.
ગત જન્મમાં દીધાં દુઃખો, દુઃખથી ભર્યા કો જીવને,
આળજાળ વિષે પડી, વળી ભાળ્યું દુઃખ નિર્જનવને;
( હવે ) શું થશે ખબર નહિ પડે. અલ્યા.
મૂછ વાળ જે નરનો થઈ, અભિમાન ખાતો એક દિ,
તુચ્છ ભાળતો તૂટચો જહીં, સંભારતું કોઈ નથી;
જે લખ્યું કર્મમાં જડે.......................... અલ્યા.
સૂર્ય સરખા દેવતા પણ આથમી સાંજે જતા,
સુખ દુઃખ મૂકતું કો નથી, અજ્ઞાની ઉશ્કેરાઈ જતા;
નવજ્ઞાની કો દિ રડે..............................અલ્યા.

વનેવનમાં રખડી, ભૂલી પડી, ત્યારે અહીં આવી ચઢી. કોઇ રાજવીનો આ બાગ જણાય છે. દેખીને મન શાંત થાય છે. શ્રમ ઉતરે એમ કલ્પાય છે. ( વિચારમાં નિમગ્ન બની જાય છે. )

( રતી દાસી સાથે આવે છે. )

રતી—હવે શું થશે ? પિતાજી ખબર પણ લાવ્યા કે કુન્દનસિંહ તપસ્વિની વાંસે ચાલ્યા ગયા. શું યોગિનીની વાંસે યોગી થયા હશે ?

દાસી—બ્હેન, ચિંતા શાને કરે છે ? ધાર્યું ધરણીધરનું થાય છે. ચિંતા કરવી મૂકી દો. રાજબાગના તળાવમાં સ્નાન કરી ચાલો પાછા ફરીએ.

**( રતી અને દાસી સ્નાન કરવા જાય છે. રતીના કંઠમાંથી મોતીની માળા તૂટી જાય છે. હંસ આવી મોતીની માળા ચરી જાય છે. રતી તળાવ સુધી જઇ પ્હોંચે છે. દાસી રતીના કંઠમાં હાર ન દેખવાથી એકદમ મુઝાય છે. )**

**દાસી**—બ્હેન, તમારા કંઠમાં મોતીની માળા મ્હેં જોઇ હતી તે ક્યાં ગઇ?

**રતી**—(આશ્ચર્યથી) ખરે, દાસી, મને કંઇ ભાન જ નથી. માર્ગમાં પડી હોય તો ચાલો જોઇએ.

**દાસી**—(તપસ્વિની સામું જોઈ) પેલી કોઈ બાઇ માર્ગમાં બેઠી દેખાય છે તેણે લીધી હશે–બીજું તો અહીં કોઇ છે નહિ.

**રતી**—ઠીક ત્યારે તેને પૂછી જો.

**દાસી**—(તપસ્વિની પાસે આવી)–હેં અલી, આ માર્ગેથી આવતાં બા સાહેબની માળા પડી ગઇ છે તે ત્હેં જોઈ હશે જ તો?

**તપસ્વિની**—આ આંખોએ મોતીની માળા કે મોતી કશુંયે જોયું નથી.

**દાસી**—આંખોયે જોઇ નહિ હોય, પણ હાથે તો સંતાડી હશે જ. આવો લુચ્ચો જવાબ આપતાં શરમાતી નથી?

**તપસ્વિની**—નહિ બ્હેન, મ્હેં માળા લીધી પણ નથી અને જોઇ પણ નથી.

**દાસી**—ત્યારે અમારી માળા જાય ક્યાં? અમે આ રસ્તે જ આવ્યાં છીએ. બાગમાં પેઠાં ત્યારે તો બાસાહેબના કંઠે હતી અને અહીં વળી બીજું કોઇ નથી તો માળા શું ઉડી ગઇ? કેમ માને છે કે નથી માનતી?

**રતી**—(આવીને)—કેમ દાસી, માળા જડી?

**દાસી**—આટલામાં ક્યાંય પડી નથી અને આ લુચ્ચી માનતી પણ નથી. હવે એની વલે કર્યા વિના ચાલશે નહિ. મને મહારાજને બોલાવી લાવવા દે.

(જાય છે.)

**તપસ્વિની**—ગણે નહિ ગંભીર જન, દુર્જનતણા અવાજ;
શ્વાન ભસે સો સામટા, ગણે નહિ ગજરાજ.

**રતી**—બ્હેન, માની જાને, એક મોતીની માળા વાસ્તે જીવ શું કરવા બગાડે છે?

**તપસ્વિની**—બ્હેન, મોતીની માળા સારૂ જીવ બગાડું એવી હું ભિખારણ નથી. મ્હારે ઘેર પણ રાજ્ય છે. ઇશ્વર માથે રાખીને હું કહું છું કે મ્હેં માળા દેખી જ નથી.

**રતી**—ત્હારા બોલવાપર મને વિશ્વાસ નથી.

**તપસ્વિની**—શાનો વિશ્વાસ રહે? આજ રાજપાટ તો કાલ ભિક્ષુકા-

વસ્થા એ કર્મમાં લખાયેલી જ છે. બ્હેન, સમય સમયને માન છે.

( દાસી મદનચંદ્ર સાથે પ્રવેશ કરે છે. )

**દાસી**—આ આણે હાર લીધો છે.

**મદનચંદ્ર**—કોણે-આણે ?

**દાસી**—જી.

**મદનચંદ્ર**—( તપસ્વિનીને ઓળખીને ) અલી દુષ્ટા, જ્યાં ત્યાં ત્હારૂં જ દુષ્ટ કર્મ દેખવામાં આવે છે. ત્હારા સાસરેથી તો તને દુષ્ટ કામ સારૂ કાઢી મૂકવામાં આવી છે, તેથી ધરાઈ નથી તે પાછી મ્હારી રતીની વાંસે પડી છે ? મોતીની માળા એકદમ ધરી દે.

**તપસ્વિની**—(ક્રોધાવેશમાં) આવાં ખોટાં વચનો બોલતાં તમારી જીભ કપાઇ જતી પણ નથી ? મ્હેં સ્વપ્નમાં પણ દુષ્ટ કાર્ય કર્યું નથી. મોતીની માળા મ્હેં દેખી પણ નથી. સતીનાપર આળ ચઢાવશો તો દુઃખી થશો.

### ગાયન.

હે દીનતણા દુઃખી જીવતણા, જય રક્ષક નિશદિન દેવ પ્રભો,
દીન દાસી અતિ સંતપ્ત બની, વિનવે તમ પાય પડીને વિભો;
ઘટ ઘટમાં વ્યાપક ઓ સરવજ્ઞ, રતી તણી માળ મ્હેં દીઠી હશે,
પ્રસરો તત્કાળ અહીં દુઃખ અગ્નિ, અને મુજ દેહ બળી મરશે;
પણ હે ભયભંજન નાથ કૃપાળુ, હું સાચી જો હોઉં કદી મનથી,
અહીં ફાટી પડો ખરો ચોર અને, વળી મોતીની માળ પડો નીકળી.

( હંસ ફાટી માંહીથી બ્રમણાનંદ નીકળે છે. મોતીની માળા નીકળી જાય છે. તપસ્વિની પર પુષ્પોની વૃષ્ટિ થાય છે. )

**આકાશવાણી**—જય સતી ભગવતી તપસ્વિનીનો જય ! ! !

**રતી**—મહાસતી, મ્હેં આપને ઓળખ્યા નહિ. મ્હારો ગુન્હો ક્ષમા કરો.

**મદનચંદ્ર**—ભગવતી, આપનો મ્હેં જબરો અપરાધ કર્યો. મને બચાવો.

**બ્રમણાનંદ**—દેવી, આપના શ્રાપથી મ્હારો દેહ ફાટી જાય છે, મને ઉગારો.

**તપસ્વિની**—બ્રમણાનંદ ઋષિ, હંસનું રૂપ ધારણ કરવાનું કારણ ?

**બ્રમણાનંદ**—ભગવતી, આ કાળમાં સ્ત્રીઓ સતીત્વનું પાલન કરે એમ મ્હારૂં માનવું નહોતું, તે આપે સિદ્ધ કરી આપ્યું. હવે હું પસ્તાઉં છું. વિષયસિંહને ઉશ્કેરીને તમને દુઃખ અપાવનાર પણ હુંજ હતો. આપના સાસરે વૃદ્ધ યોગીના વેષમાં આવી આપની પાસે કંટક

કઢાવનાર, પાછળથી ફરી જનાર અને આપનાપર અસહ્ય ખોટાં આળો મૂકનાર હુંજ હતો. આપના પગે પડું છું, સતીજી મને માફ કરો.

**નારદ**—( ઉતરતાં ) નારાયણ ( ૩ ), ભ્રમણાનંદજી હવે તો ખાત્રી થઈને કે આ કાળમાં તપસ્વિની મહાસતી ભગવતી રૂપે પુજાવા યોગ્ય છે ?

**વલ્લભા**—સતી માતા, મ્હારી પુત્રીને બચાવો.

**તપસ્વિની**—સૌનું પરમાત્મા કલ્યાણ કરો.

**નારદ**—જોયું ઋષિ, સતી ઉલટાં તમને આશિષ આપે છે. આંબા પર પથરો નાંખવાથી આંબો કેરીજ આપે છે.

**ભ્રમણાનંદ**—નારદ ઋષિ, વિશ્વભૂતિના વચનમાં શ્રદ્ધા ન રાખી એ મ્હોટી ભૂલ કરી.

**નારદ**—હા, હવે જઇ વિશ્વભૂતિની માફી માંગો.

**મદનચંદ્ર**—સતી તપસ્વિની, અમારે ઘેર પધારી અમારૂં ઘર પાવન કરો. (જાય છે).

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**-રતીસુન્દરીનું ગુપ્ત ભવન.

**પાત્રો**-રતી, પાછળથી તપસ્વિની.

**રતી**—અહો, તપસ્વિનીનું ચારિત્રબળ કેટલું બધું ઉત્તમ ! કુન્દનસિંહ આવાં કુસુમોને પસંદ કરે તે બરાબર જ છે. મ્હારા જેવા કંટકો તેમના હિસાબમાંયે ક્યાંથી હોય ?

**તપસ્વિની**—( પાછળથી આવી ) બ્હેન રતી, આજ ઉદાસ જણાય છે તે શાથી ?

**રતી**—ના, ના, કંઇ નથી.

**તપસ્વિની**—મ્હારાથી ગુપ્ત હોય તો મ્હારે નથી પૂછવું.

**રતી**—નારે, બ્હેન, તમારાથી વળી ગુપ્ત હોય કે ? પણ, હું એ ઉદાસીનું કારણ કહેતાં જ શરમાઉં છું. પોતાનો કુહાડો પોતાના જ પગપર મારવાની કોણ હા પાડે ?

**તપસ્વિની**—જેઓ પરદુઃખમાં ભાગીઆ થાય તે જ તો. પોતાનો કુહાડો પોતાના પગપર મારવાથી પણ જો કોઇનું કલ્યાણ થતું

હોય તો એવા અસંખ્ય કુહાડા સહન કરવા આ દેહ સદાને માટે તૈયાર છે.

**રતી**—બ્હેન, જવા દો. બધી બાબતમાં મને તમારાપર વિશ્વાસ બેસે છે, પણ આ બાબતમાં તો મ્હારૂં અંતર સાક્ષી નથી પૂરતું.

**તપસ્વિની**—રતી, એ બધી વાતો જવા દે.

**રતી**—બ્હેન, મને શું કરવા મ્હોંમાં આંગળી ઘાલી બોલાવો છો? કુહાડો મારવાનું કહેવું સ્હેલું છે.

**તપસ્વિની**—કહેવાનું નહિ–પણ કરી બતાવવાનું. ત્હારૂં દુઃખ તું મને જાહેર ન કરે તો તને મ્હારા સોગન છે.

**રતી**—શું કરૂં? સોગનથી હારી. બ્હેન, મને તો કુન્દનસિંહપર મોહ લાગ્યો છે, તે દિવસે ને રાત્રિએ, ઘડીએ ને પળે, ઘરમાં ને ઘર-બ્હાર તેના જ વિચાર આવ્યા કરે છે! આમ નજર કરૂં તો તે, આમ નજર કરૂં તો તે, અને સ્વપ્નમાં પણ તેમની સૂક્ષ્મ મૂર્તિ તરવરતી જણાય છે.

**તપસ્વિની**—તે બ્હેન, ત્હેં કુન્દનસિંહને ક્યારે જોયા તે આટલો બધો મોહ લાગ્યો?

**રતી**—બ્હેન, મ્હેં નજરે તો જોયા નથી, પરંતુ તેમના ગુણોનાં વખાણ સાંભળ્યા છે અને તેથી મ્હારા મનપર એટલી બધી અસર થઇ છે કે તે ગુણોની ભરેલી સૂક્ષ્મ મૂર્તિ હું અહીં તહીં જોયાં કરૂં છું.

**તપસ્વિની**—વારૂ, ત્યારે ત્હારે કહેવાનું શું?

**રતી**—(સ્વગત) અરે હૃદય, તું નબળું કેમ પડી જાય છે? આ જીભ તાળવે ચોટતી કેમ જણાય છે? કંઇ નહિ, જરા બળ એકઠું કરી બોલવા દે—બોલ્યા વગર છુટકો તો નથી.

**તપસ્વિની**—કેમ બ્હેન, વળી શા વિચારમાં પડી?

**રતી**—એના એજ. બીજા શા? (ધીમેથી) કુન્દનસિંહ મને કોઈ રીતે સ્વીકારે ખરા?

**તપસ્વિની**—(આશ્ચર્ય પામી) તે કુન્દનસિંહ જાણે.

**રતી**—પતિના હૃદયની વાત સતીને ખબર ન પડે એ તો નવાઇ! એમ કહો કે તમને નડતર થાય છે. મ્હેં તો આગળથી કહ્યું હતું કે પોતાનો કુહાડો પોતાના પગપર મારવો એ કઠિન છે.

**તપસ્વિની**—એટલી બધી અધીરી ન થઇ જા, બ્હેન; સાંભળ, જરી સાંભળ. જગતમાં તન વડે અને ધન વડે પરોપકાર કરનાર સ્ત્રી-

એ તો ઘણીયે છે, પરંતુ મન વડે પરોપકાર કરવાનું—માનસિક કષ્ટ વેઠીને અન્યને સુખ ઉપજાવવાનું સામર્થ્ય તેમનામાં નથી હોતું. આંબાની ડાળીપર કુહાડો મારીને વટેમાર્ગુને આમ્રફળનો સ્વાદ આપનાર પરોપકારી નર હોય છે, પરંતુ તેજ કુહાડો પોતાના પગપર મારનાર નર વીરલ જ હોય છે; તોપણ જેની દૃષ્ટિમાં જગત્‌નું કલ્યાણ વસી રહેલું છે, તેને મન પરાયું સુખ તેજ પોતાનું સુખ છે. બ્હેન-રતી, જો કુન્દનસિંહના હસ્તમેલાપથી ત્હારા તનનું અને મનનું કલ્યાણ થતું હોય તો આ તપસ્વિની પ્રતિજ્ઞા લે છે કે કુન્દનસિંહ રતીને સ્વીકારવાની ઇચ્છા જણાવે તો મ્હારે વચમાં આવવું નહિ, એટલું જ નહિ, પણ મ્હારે પાસે રહી બન્નેનાં લગ્ન કરાવી આપવાં. પછી કાંઇ ?

**રતી**—એટલું જ બ્હેન, આ કાંઇ ઓછો સ્વાત્મભોગ છે કે ?

**તપસ્વિની**—પરોપકારી નર-નારીને એથી પણ ઘણાજ મહાન્ સ્વાત્મભોગ આપવાની જરૂર રહે છે.

**રતી**—બ્હેન, તમે પ્હાડ, નદી વગેરે સ્થળો જોવા જવાનું કહેતાં હતાં તે ?

**તપસ્તિની**—હા, મ્હારી તે ઇચ્છા છે.

**રતી**—ઠીક, ત્યારે તમે ચાલતાં થાઓ; હું પિતાજીને કહી આવું છું.

( તપસ્વિની જાય છે. )

**ગાયન.**

**રતી**—પરોપકારી ગતિ ભારી સંતોની, નહિ તુલના કરી કો શકે છે, (૨)
વૃક્ષ ચંદનને કાપી કાપી નાંખે તેમ, સુગંધ શુભ પ્રસરે છે. સંતોની.
ઉપકાર પર ઉપકાર કરવો, એ અતિશય સ્હેલ છે,
અપકાર પર ઉપકાર કરવો, જગ વિષે મુશ્કેલ છે;
તાપ વેઠી વૃક્ષ છાયા અર્પે છે.......................સંતોની.

## પ્રવેશ ૩ જો.

---

**સ્થળ**—ગિરિરાજ.

**પાત્રો**—કુન્દનસિંહ, રતી, તપસ્વિની ( યોગીના વેષમાં ), મદનચંદ્ર, વલ્લભા વગેરે.

**તપસ્વિની**—( યોગીના વેશમાં ).

**ગાયન.**

લે નહિ કાં હરનામ, નિશદિન, લે નહિ કાં હરનામ. આ....
લલનાથી પળ ના આયુઃ સંધાયે, જાયે જ્યાં જીવ સ્વધામ. નિશ.
માતપિતા સૌ સગાં સંબંધી, આખરે ના'વે કામ. નિશ.
કાયાને માયાનાં સુખ ખોટાં, સોએ ક્ષણિક તમામ. નિશ.
મોહ મદિરા પીયો ન પાણી, સાચો છે એકીલો રામ. નિશ.

તપસ્વિનીના જવા પછી ગાંડાની પેઠે હું પણ ચાલી નીકળ્યો. સંસારમાં કોઇ કોઇનું નથી. ભિક્ષુક મટી રાજા થયો અને રાજા મટી ભિક્ષુક થયો. કિસ્મત, કિસ્મત, ત્હેં શું શું છુપાવી રાખ્યું છે તેની માનવને કેમ ખબર પડે ? તપસ્વિનીની શોધ ઘણી કરી પણ પત્તો ન મળ્યો. મ્હારે જેની જરૂર છે તેની પરમાત્માને કેમ જરૂર નહિ હોય ? શું તપસ્વિનીને વાઘ વરૂએ ફાડી ખાધી હશે ? અરેરે, એ ક્રુર આત્માઓને એની દયા પણ નહિ આવી હોય—જે થયું તે ખરૂં. તપસ્વિની વિના સંસાર જ સુનો થઇ ગયો છે માટે આપણે તો આ ગુહામાં રહી અલૌકિક આનંદ અને પરલોકનું ભાતું બાંધવા જ વિચાર્યું છે.

( ગુહામાં જાય છે. )

**તપસ્વિની**—રતી, જો જો આ ગિરિરાજની સુન્દરતા; પણ × × ×

**રતી**—તપસ્વિની બ્હેન, બોલતાં અટકી કેમ ગયાં ?

**તપસ્વિની**—રતી, જો કુન્દનસિંહ આપણી સાથે હોત તો આપણને આ પ્હાડમાંથી પણ કંઈ કંઇ જોણવાનું બતાવત.

**રતી**—બ્હેન, તમારાં વચનો સાંભળી મને એ દેવ સમ મનુષ્યને મળવાની અત્યંત ઇચ્છા થાય છે.

**તપસ્વિની**—આપણા નશીબમાં હશે તો તે મળશે પણ ખરા, પણ બ્હેન, ચાલો, આપણે ગિરિરાજપર જઇએ.

રતી—બ્હેન, તમારે જવું હોય તો ઉપર જઇને જુઓ. હું આ વિકટ ડુંગરપર ચઢી શકીશ નહિ માટે તમે જઇ આવો તેટલો વખત હું આ કદંબના વૃક્ષ નીચે આરામ લઉં છું.

( તપસ્વિની જાય છે. )

રતી—કુન્દનસિંહને મેલવી આપવાનું તપસ્વિનીએ વચન આપ્યું છે, પણ કુન્દનસિંહ મળશે એવી ખાત્રી નથી. કોણ જાણે તેમનું શું થયું હશે? આ વિચારને વિચારમાં હું શું બોલી જઉં છું તેનુંયે મને ભાન નથી.

( બેશુદ્ધ બની જાય છે. )

રતી—( એકાએક ઉઠી )

ગાયન.

ગ્રહો મુજ હાથ, જીવનના સાથ, અનાથના નાથ, તમોને સ્મરૂં-(૨)
જળ વિણ મીન તલસે બહુ, હું શોધું મમ નાથ;
તે વિણ ચેન પડે નહિ, અનંગ લાગ્યો સાથ.
(વળી)કમળ સૂર્યથી ખીલતું, સૂર્ય નહિ દેખાય;
કમળ બળે બહુ વિરહથી, એમ બળે મુજ કાય.
દુઃખીની દાઝ, હે શિરતાજ, હૃદયમાં આજ, ધરો વારૂ....ગ્રહો૦

કુન્દન (ગુફામાંથી બ્હાર આવી)—આ એકાંત સ્થળમાં રૂદન કોણ કરે છે?

રતી—એક નિર્ભાગી બાળા.

કુન્દન—નિર્ભાગી શાથી?

રતી—એ સવાલ પૂછવો રહેવા દો.

કુન્દન—કારણ?

રતી—આગળના યોગીઓ હવે રહ્યા છેજ ક્યાં કે અમે વાત કરી શકીએ? દુઃખની વાતો કરવાથી એ વાત કરનાર અને સાંભળનાર બન્ને વધારે દુઃખી થાય છે.

કુન્દન—આગળના યોગીઓમાં વધારે એવું શું હતું?

રતી—આગળના યોગીઓ દુઃખીજનોનાં મન જાણી શકતા હતા અને તેથી તેમના દુઃખો દૂર કરવામાં ફતેહમંદ થતા.

કુન્દન—હાલના યોગીઓમાં એ જ્ઞાન કદાપિ નહિ હોય; તોપણ તમારી દુઃખ કથા મને કહેશો તો મ્હારા હૃદયમાં કંઇ દયા ઉપજાવી શકશો. કહો, આપ નિર્ભાગી શાથી?

**રતી**—સુવર્ણ નગરના રાજકુમાર ન મળવાથી.

**કુન્દન**—તેમને શોધવાનું કારણ?

**રતી**—એ હું આપને કહું તે પ્હેલાં મને જણાવશો કે આપ તે રાજકુમારને મેળવી આપવા શક્તિમાન છો?

**કુન્દન**—કદાચ હોઉં પણ ખરો; પણ આપની વાર્તા આગળ ચલાવો અને કહો કે તમારે તેમને શોધવા કેમ પડે છે?

**રતી**—યોગીજી, આપને આ વિષયમાં રસ પડતો લાગે છે. કહો તમે કુન્દનસિંહ સંબંધમાં શું જાણો છો?

**કુન્દન**—તમે તમારે તમારી દુઃખની વાત કહે જાઓને.

**રતી**—નહિ, આપ જણાવો કે કુન્દનસિંહ સંબંધમાં આપ શું જાણો છો? આપને આ નિર્ભાગી બાળાના સોગન છે.

**કુન્દન**—યોગીઓના અંતરના ભેદ જાણવાને સોગન આપવા ઉચિત નથી.

**રતી**—અંતરના ભેદ! યોગીઓ પણ શું ભેદમાં રમતા હશે? યોગીરાજ, મને વધારે અધીરી ન કરો. મને કહો કે આપે એ રાજકુમારને ક્યાંઇ જોયા છે?

**કુન્દન**—જોયા હશે અને જોતો પણ હોઉં. (સ્વગત) કુન્દન, હવે ભરમ વધુ વખત ટકે એમ નથી.

**રતી** (આશ્ચર્યથી)—શું તેમને અત્યારે આપ જોઇ શકો છો? (આસપાસ જોઇને) ક્યાં છે તે? હું તો જોઇ શકતી નથી. (યોગીરાજને પગે પડી) યોગીરાજ, યોગીરાજ, અંતરના દિવ્ય ચક્ષુ વડે તેમને આપ જોતા હો તો મને તેમનું દર્શન કરાવો–આપના દિવ્ય ચક્ષુ મને ધીરો. હે દેવ, હવે હું ધૈર્ય ધરી શકતી નથી.

**કુન્દન**—(સ્મીત કરીને)–બાળા, અધીરાં ન થાઓ–બેઠાં થાઓ. કુન્દન તમારી સમીપ જ ઉભો છે.

**રતી**—કુન્દનસિંહ, કુન્દનસિંહ, લાંબા વખતથી તમારા સારૂ ઘેલી બનેલી–પળે પળે તલસતી આ બાળાને હવે 'આપની' કરો.

**કુન્દન**—આખું જગત્ મ્હારૂં છે તેમ તમે પણ મ્હારાંજ છો ને?

**રતી**—તે તો ખરૂં. પણ હું તો આપની હમેશની દાસી થવા માંગું છું. આપના સુખ દુઃખની ભાગીયણ થવા ઇચ્છું છું. મ્હારૂં જીવન આપની સાથે જ ગુજારવા માંગી લઉં છું.

**કુન્દન**—તેમ તો હું કરી શકતો નથી.

**રતી**—આપની ઇચ્છા મને સુખી કરવાની ન હોય-મને તલસાવી તલસાવી મારી નાંખવી હોય તો ભલે આપ મને આશાભંગ કરો, પણ આશાભંગ કરવા કરતાં મ્હારા પ્રાણ હરો તો વધારે સારૂં.

( તપસ્વિની આવે છે. )

**તપસ્વિની**—બ્હેન, શું ચાલે છે.

**રતી**—આ યોગીજી-જગતમાં સુખોની વૃષ્ટિ કરનાર આ પરોપકારી આત્મા-મને સુખ ઉપજાવતા નથી.

**તપસ્વિની**—કેમ કુન્દનસિંહ, દુઃખીઆનું દુઃખ દૂર કરવું એ ક્ષત્રિય અને યોગીઓનો ધર્મ છે ને ?

**કુન્દન**—તે ખરૂં, પણ મ્હારે તો સુડી વચ્ચે સોપારી જેવું થયું છે !

**તપસ્વિની**—તે શી રીતે ?

**કુન્દન**—' તપસ્વિની ' નામની ઋષિ કન્યા મ્હારી સાથે સાથે લગ્ન કરી અમુક કારણે વિખુટી થઇ. તેને શોધવા નિકળતાં આ રાજકુમારી સાથે સંબંધ જોડવાનો વખત આવી ગયો.

**તપસ્વિની**—તેથી વાંધો શો ?

**કુન્દન**—' તપસ્વિની ' ની સંમતિ લીધા વિના મ્હારાથી રતીનું પાણીગ્રહણ કેમ થાય ?

**તપસ્વિની**—તપસ્વિનીપર આપનો પ્રેમ છે ?

**કુન્દન**—હા, સંપૂર્ણ પ્રેમ છે. જીવના જેટલો પ્રેમ છે.

**તપસ્વિની**—ત્યારે તપસ્વિનીને ખોટાં આળ સહન કરવાં પડ્યાં હશે તેનું શું ?

**કુન્દન**—તેના પતિને જંગલમાં વાઘવરૂના ઝપાટામાં આવવું પડ્યું હશે તેનું કેમ ?

**તપસ્વિની**—ત્યારે દુઃખી તો બન્ને થયાં હશે.

**કુન્દન**—હા, પણ તેથી તમને શું ? તપસ્વિનીનો ઇતિહાસ સાંભળી મ્હારૂં હૃદય ચિરાઇ જાય છે.

**તપસ્વિની**—તે પ્રમાણે તપસ્વિનીને પણ થતું હશે ?

**કુન્દન**—પરમાત્માને ખબર, પણ તપસ્વિની હવે ક્યાંથી મળે એ કોણ કહે ?

**તપસ્વિની**—તપસ્વિની લાવી આપનારને શું આપો ?

**કુન્દન**—જે માગે તે.

**તપસ્વિની**—હે સૂર્ય દેવતા, અંતર્યામી પરમાત્મા, જો તપસ્વિની અને

કુન્દનસિંહ એક બીજાને અંતરૂથી ચ્હાતા હોય અને તપસ્વિનીના પ્રકટ થવા પછી કુન્દનસિંહ પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરે તો જે સ્થળે સૌ મને યોગીના વેશમાં જુએ છે તે સ્થળે તપસ્વિની આવીને રહો. ( વેશ કાઢી નાંખે છે. )

**કુન્દન**—અહોહો, દેવી, મ્હેં તમને ઘણાં દુખ દીધાં-મ્હારો અપરાધ ક્ષમા કરશો.

**તપસ્વિની**—એવાં વચનો વદી મને શરમમાં ન નાંખો.

**કુન્દન**—આ રતી મ્હારી સાથે પાણિગ્રહણ કરવાની ઇચ્છા બતાવે છે.

**તપસ્વિની**—તે પૂર્ણ કરી આપવાનું મ્હેં પણ વચન માગી લીધું છે. રતી, ત્હારો હાથ લાવ, કુન્દનસિંહ તમારો હાથ લાવો. હે વિશ્વભૂતિ ગુરૂ, આ ઉભય મનુષ્યો દંપતીના સંબંધથી જોડાય છે એ મંગળકારક અવસર પર આપના અત્યંત શુભ આશીર્વાદો વર્ષો.

( મદનચંદ્ર અને વલ્લભા આવે છે. )

**મદનચંદ્ર**—રતી, ત્હારી શોધખોળ ચાલી રહી છે ને.

**વલ્લભા**—શાણી પુત્રી અહીં ક્યાંથી?

**રતી**—માતાજી પિતાજી, તપસ્વિની બ્હેન સાથે આ ગિરિરાજ તરફ આવતાં મ્હારા વ્રતનું સાર્થક થયું. મ્હેં મનગમતા પતિ સાથે લગ્ન કર્યાં.

**વલ્લભા**—કુન્દનસિંહ આપ પોતેજ?

**કુન્દનસિંહ**—જી હા.

**વલ્લભા**—મ્હારી રતી હું આપને સોંપું છું. તેનો કાંઇ અપરાધ થાય તો ક્ષમા કરશો.

**મદનચંદ્ર**—મ્હારો પૂર્વનો અપરાધ વિસ્મરી અમને ક્ષમા આપો.

**કુન્દનસિંહ**—મદનચંદ્ર, ગઇ ગુજરી વિસરી જાઓ. તપસ્વિનીના સ્વાત્મભોગની આપને પણ ખાત્રી થઇ ને?

**વલ્લભા**—રતી, કુન્દનસિંહ અને તપસ્વિનીની સાથે હળીમળીને ચાલજે.

**રતી**—માજી, તપસ્વિની બ્હેનના સુખ સારૂ જ હું પ્રયત્ન કરીશ તેમના સુખમાં હું રાજી રહીશ. તપસ્વિની બ્હેનની આજ્ઞા ઉથાપીશ નહિ. તે કહેશે તો તેમના ચરણ ચાંપીશ. સતીની સાથે રહેવાનું અહો ભાગ્ય ક્યાંથી?

**મદનચંદ્ર**—ચોપદાર, આજથી આખા જગતમાં આણ વર્તાવો કે પતિએ પોતાના સુખ સારૂ કરેલી બીજી પત્નીને પ્રથમની પત્ની બ્હેન કહીને બોલાવે.

**ચોપદાર**—જેવી આજ્ઞા.

**મદનચંદ્ર**—મંત્રીજી, આ મંદિર આગળ રતી, તપસ્વિની અને કુન્દન એ ત્રણેની સોનાની મૂર્તિ કરી સ્થાપો. પ્રવાસીઓ એ જોઇ નવિન પ્રશ્નો કરશે અને તેથી સારૂં જ્ઞાન પામશે.

**મંત્રી**—જેવી મ્હારાજની આજ્ઞા.

**ચોપદાર**—મહારાજ એવા સમાચાર સાંભળ્યા છે કે સુવર્ણનગરનાં દ્વાર જે દિવસથી તપસ્વિની તે છોડી નીકળ્યાં તે દિવસથી બંધ થઈ ગયાં છે.

**તપસ્વિની**—મ્હારા શ્વસુરને માથે મોટી આપત્તિ આવી. અમારે એકદમ જવું જોઇએ.

**મદનચંદ્ર**—ભલે સિધાવો. રતી થોડા કલાકોમાં જ ત્હારે જવાનું થયું હોવાથી અમે તને આપવા યોગ્ય શિખામણો આપી શક્યા નથી, પણ સત્ય અને શિયળને જીવની પેઠે સંભાળજે. તપસ્વિની બ્હેનની સેવા ચાકરી કરજે. ત્હારે જોઇએ તે અહીંથી લઇ જજે.

( સૌ જાય છે. )

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—માર્ગ.

**પાત્રો**—વિલાસિની, હર્ષચંદ્ર, રતી, તપસ્વિની અને કુન્દનસિંહ.

**વિલાસિની**—હર્ષચંદ્રના મંદવાડથી હું તો કાયર કાયર થઇ ગઇ. સુધરેલામાંયે વળી વૈતરાં કરવાં એ શા અર્થે? આપણે તો લગ્ન વખતે પ્રતિજ્ઞા લીધી હતી કે બનશે ત્યાંસુધી સાથે રહીશું. હમણાનાં ઓફીસમાં પણ જતા નથી. રેડી મની કેશ પણ હાથમાં આવતી નથી. હવે શા સારૂ તેમની સાથે રહેવું? કાલ એક મનહરલાલ નામના ગૃહસ્થની નોટ આવી છે તેમાં તેમની સાથે આ સ્થળે ખાનગી મળવાનું લખે છે. જો લાગ ફાવી જાય તો તેમની સાથે જ સંસાર શરૂ કરૂં.

**હર્ષચંદ્ર**—વિલાસિની, તમે પાછાં વળો, મ્હારૂં કહ્યું માનો, મને મંદવાડમાં હેરાન કરોમા.

**વિલાસિની**—છટ્, છટ્, તમારા જેવા ખાલીખટ સાથે રહેવાનું હવે મને પોસાતું નથી.

**હર્ષચંદ્ર**—અરે, મ્હારી ફજેતી થશે. મ્હારાપર મ્હેરબાની કરીને પાછાં વળો.
**વિલાસિની**—તમારી એ ખુશામત મને પસંદ નથી. છોડો મને જવા દ્યો.
**હર્ષચંદ્ર**—" કુભારજા નારીને મનાવા માટે આવ્યો આજ,
હું તો તુથી હાર્યો આજ, માટે માફી માંગું છું,
માણસો મળીને મને, નારીને કહે છે મનાવ્ય,
માટે હું મનાવા આવ્યો, વાત સાચી ભાખું છું,
તેં તો વાળ્યો આડો આંક, ટાંક મ્હારો વાંક નથી.
રાંક બની બધી રીસ હૃદયની ત્યાગું છું,
રાંડ ત્હારી રીસ મૂક, કર્યું ત્હારૂં કાળું મોહું,
કુલટા તને હું પચાસવાર પાયે લાગું છું. "*

ખબરદાર જો ગાળો બાળો દીધી છે તો, તમે રાંડ કહેશો તો મને રોયા કહેતાં વાર નહિ લાગે. તમે કુલટા કહેશો તો હું પીટયા કહીશ. મ્હારે તમારે ત્યાં પાછા આવવાની ઇચ્છા નથી. જેવા આવ્યા તેવા જાઓ.

**હર્ષચંદ્ર**—( સ્વગત ) હેમ, નોન્સેન્સ. સુધરેલી કેળવાએલી સ્ત્રીઓ પરણ્યા આ પ્રકારનું સુખ માનવું ? (પ્રકાશ) શ્રીમતી ઘરેણાં મુકતા જાઓ, પછી જાઓ. ( કાંડુ પકડે છે. )
**વિલાસિની**—એ તમે શું કરો છો ? હું બળાત્કારની ફરિયાદ કરીશ.
**હર્ષચંદ્ર**—તો હું સ્ત્રી કબજે લેવાની ફરીયાદ કરીશ.

( રતી, તપસ્વિની અને કુન્દન આવે છે. )

**તપસ્વિની**—અરે, તમે આ શું કરો છો ?
**હર્ષચંદ્ર**—આ મ્હારી પરણેત સ્ત્રી છે તે મને મૂકીને ચાલી જાય છે.
**વિલાસિની**—( સ્વગત ) આ લગ્નમાં વિઘ્ન પડયું !
**તપસ્વિની**—બ્હેન, તમે તમારા પરણેત પતિને ત્યાં જઇ પતિસેવાનું અનુપમ સુખ મેળવો. પતિ તે તો સ્ત્રીનું દૈવત છે. સ્ત્રીનું જીવન છે. ગાંડોઘેલો પણ પતિ, તેનાપર તો વારીવારી જઇએ, બહેન. ગાંડાઘેલા માબાપને કંઇ કાઢી મૂકાય છે ? તો આપણા છત્રને કેમ મૂકી દેવાય ?
**વિલાસિની**—પણ પતિના મંદવાડથી તો હું કાયર કાયર થઇ ગઇ છું. શ્રીમંતાઇ ચાલી ગઈ અને નિર્ધનતા આવી ગઈ છે.
**તપસ્વિની**—પતિના મંદવાડથી સતીઓ કંટાળતી નથી પણ પતિસેવા ઘણા શ્રમથી પણ ઉઠાવી મહાપુણ્ય ઉપાર્જન કરે છે. શ્રીમંતાઇ આજે

---

* ક. દ. ડા.

છે ને કાલ નથી. તે તો વીજળીના ઝબકારા જેવી છે. પણ પતિ-સેવાનો હાથમાં આવેલો અવસર ગયો તો ત્રિલોકમાં તે મળે તેમ નથી. પાછળથી હાથ ઘસશો તો લોહી જ નીકળશે.

**હર્ષચંદ્ર**—ભગવતી, સાચું કહ્યું. રાજકુમાર આપ ક્યાં જશો ?

**કુન્દન**—સુવર્ણનગર તરફ.

**હર્ષચંદ્ર**—સુવર્ણનગરના તો દ્વાર બંધ થઇ ગયાં છે.

**તપસ્વિની**—તે સંકટ દૂર કરવા અમે જઇએ છીએ. અમારી સાથે ચાલો.

ગાયન.

**સર્વે**—કરીએ ઝટ સંકટ તણો સંહાર,
સહાય્ય થાઓ જગદીશ ગોપાળ............... કરીએ.
નગરમાંહી પ્રવેશ કરીશું,
દુઃખ તણું મૂળ હાથ ધરીશું,
વરીશું ભાવથી વિજયમાળ......................... કરીએ.

**હર્ષચંદ્ર**—મીસીસને પછી કબ્જ કરીશું,
રંગીલી છબીલી સાથે ફરીશું,

**વિલાસિની**—કરશું પ્રથમ મેરેજ પ્રશ્ન નિકાલ.......... કરીએ.

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—સુવર્ણનગરનો બ્હારનો દેખાવ. દ્વારબંધ.

પાત્રો—સર્વે.

**૧ માણુસ**—ભાઇ તપસ્વિનીને કાઢી મૂકવાથી આ નગરનાં દ્વાર બંધ થઇ ગયાં.

**૨ માણુસ**—એ ઇશ્વરનો કોપ જ ને

**૩ માણુસ**—હાસ્તો બીજું શું ?

**૪ માણુસ**—પણ ઇશ્વરનો લાલ કોઇ મળશે.

**૫ માણુસ**—વ્હેપારને પણ મ્હોટો ધોક્કો પ્હોંચ્યો છે.

**કુન્દન**—અહો ભાઇઓ, અહીં શું વિચાર કરો છો ?

**૧ માણસ**—ભલે પધાર્યા રાજકુમાર. અત્રે નગરનાં દ્વાર બંધ થઇ ગયાં છે તેનો વિચાર કરીએ છીએ.

**તપસ્વિની**—દ્વાર બંધ થયાનું કારણ કોઇ જણાવે છે ?

**૨ માણસ**—ના, ભગવતી, કોઇને ખબર જ પડતી નથી.

**આકાશવાણી**—જો કોઇ સતી નગરના બ્હારના કુવામાંથી કાચા તાંતણાથી ચાલણીમાં જળ લાવી સુવર્ણનગરના દ્વારપર છાંટશે તો દ્વાર તત્કાળ ખૂલશે.

**પ્રેમકુંવર**—અલી માનકુંવર, સતીપણાનો ડહોળ કરે છે તે સાંભળ્યું ? હામ હોય તો ખેંચ પાણી અને બતાવ ત્હારૂં સતીપણું.

**માનકુંવર**—પણ ચાલણી દોરો ક્યાં છે ?

( કેટલીક સ્ત્રીઓ ચાલણી દોરા લઇ આવે છે. )

( માનકુંવર પાણી કાઢવા જાય છે. ચાલણી તૂટી જાય છે. )

**જીવી**—જો બ્હેન દિવાળી હું પાણી ખેંચી જોઉં. પતિસેવા મ્હેં ધરાઇને કરી છે.

( ચાલણી તૂટી જાય છે. )

**ચંપા**—બ્હેન, હું દેવદર્શન રોજ જઉં છું. લાવ, હું પણ કાઢી જોઉં.

( ચાલણી તૂટી જાય છે. )

**વિલાસિની**—હેં ડીયર, હું પણ સતી છું–મ્હેં તમારી ચાકરી ક્યાં થોડી કરી છે ?! મ્હારાથી તો જરૂર પાણી નીકળશે.

**હર્ષચંદ્ર**—અહોહો, સતીજી, પતિની કાચરી કરવામાં તમે ક્યાં મણા રાખી છે ! તમારાથી તો ચાલણી, સુતર અને તમારૂં શરીર બધુ કુવાના તળીએ જઇ બેસશે !

**નારદમુનિ**—કેમ ! સૌ સતીઓ, પ્રયત્ન કરી ચૂકી ? જુઓ હવે ભગવતી તપસ્વિનીનો પ્રભાવ.

( કોઈ ઉત્તર આપતું નથી. )

**તપસ્વિની**— **ગાયન.**

**જય સત્ય તણા ઓ સ્હાયકજી, વિશ્વ વિનાયકજી, અરજી**
**હરજો ધરજો ઉરમાં સ્નેહથીજી,**
**મમશ્વસુરે શિરે આજે આ શી વિપત્તિ જાગી, તવ જવાળ**
**નગરમાં લાગીજી,**
**સુખ શાંતિ સર્વે ભાગીજી, પ્રભુ તમવીણ બેલી કો નથીજી....જય.**
**જો સતી તણા પંથે હું, નિશદિન પ્રેમે ચાલી,**

ના અવર હું માગું મ્હાલીજી, ના બોલ્યું જશો મમ ખાલીજી,
આ બાળા વિનવે પ્રેમથીજી.................................જય.

હે સત્યના દેવતાઓ, જો મ્હેં સતીનો ધર્મ બરાબર પાળ્યો હોય તો સુવર્ણનગરના દ્વાર ખોલવા મ્હારા હાથે કાચા તાંતણાથી આ ચાલણીમાં પાણી આવજો.

( ચાલણીમાં પાણી આવે છે. )

( પાણી છાંટે છે. સુવર્ણનગરનાં દ્વાર ખુલે છે. કનકસિંહ, સુવર્ણલતા વગેરે બ્હાર આવે છે. )

**કનકસિંહ**—કોણુ મ્હારો કુન્દન ! ( મળે છે. )

**સુવર્ણલતા**—તપસ્વિની, આ કોણુ ?

**રતી**—સાસુજી, હું પણ આપની પુત્રવધુ. ( મળે છે. )

**તપસ્વિની**—મનહરલાલ નામનો ગૃહસ્થ પ્રેમમંદિરમાં રહે છે તેને બોલાવો. બ્હેન તપસ્વિની, ત્હારો પ્રતાપ જોયો.

**કુમુદ**—તપસ્વિની, સત્ય શિયલનો પ્રભાવ આટલો બધો છે તેનો અનુભવ કર્યો.

( મનહરલાલના વેશમાં સુન્દરલાલ આવે છે. )

**વિલાસિની**—આતો સુન્દરલાલ ! અરર આતો મુઓ મને છેતરી ગયો હોત !

**તપસ્વિની**—બ્હેન જોયું. પતિની સાથે એક પળ રહેવાથી પણ ભવિષ્ય કેવું સારૂં થાય છે તે.

**વિલાસિની**—જોયું, ભગવતી જોયું.

**તપસ્વિની**—સુન્દરલાલ, આટલાં વર્ષે પરણવાની તમારી લાલસા કેવળ નિરર્થક છે. ઇશ્વર ભજનમાં દિવસો કાઢતાં આત્માનું કલ્યાણ થશે.

**સુન્દરલાલ**—દેવી, આપનાં દર્શન માત્રથી મ્હારામાં મ્હારી મૂર્ખતા સારૂ પશ્ચાતાપ થયો હતો જ.

**તપસ્વિની**—જય, સદ્‌ગુરૂ જય.

**વિશ્વભૂતિ**—આયુષ્માન્ થાઓ.

**તપસ્વિની**—મહાદેવ, અમારાપર ઘણી કૃપા કરી.

**વિશ્વભૂતિ**—તપસ્વિની, બધા શિષ્યોને ત્હારા દર્શનની ઉત્કંઠા થઈ તે તૃપ્ત કરવા અહીં લાવ્યો છું.

**ભ્રમણાનંદ**—ભગવતી, નમન કરૂં છું.

**નારદ**—ગુરૂ વિશ્વભૂતિ, ઉપરથી ઇન્દ્રરાયની સ્વારી આવતી લાગે છે.

( ઇન્દ્ર આવે છે. )

**ઇન્દ્ર**—ભગવતી, તપસ્વિની, તમારી સ્વર્ગ લોકમાં પ્રશંસા થવાથી તમારા દર્શનાર્થે હું આવ્યો છું.

**તપસ્વિની**—કૃતાર્થ થઇ, દેવેન્દ્ર.

**નારદ**—મહેન્દ્ર, આ ભ્રમણાનંદ.

**ઇન્દ્ર**—ભ્રમણાનંદ, આપનો વિચાર હવે બદલાયો કે ?

**નારદ**—બદલાયો નહિ પણ અનુભવ કરી બદલવો પડ્યો.

**ભ્રમણાનંદ**—સતીઓમાં પણ મહાપુરૂષોના જેટલું બળ હોય છે તેની મને પૂર્ણ ખાત્રી થઈ.

**હર્ષચંદ્ર**—ભગવતી, આપે તો મ્હારો સંસાર સુધારી દીધો, માટે આપના ચરણની રજ હું માથે ચડાવું છું.

ગાયન.

**સર્વે**—
જય જય વિજય વિજય,
સતીઓ પામો જય જય..................જય.
સતીઓ શાણી જન્મ લઇને,
દુખ દારિદ્ર દૂર કરીને,
આર્ય ભૂમિમાં સુખ ભરીને,
અમન **ચમન** કરો, સુખનો સાગર ભરો,
થાઓ દુઃખ તણો પ્રલય..................જય.

**શ્રી શાંતિ: શાંતિ: શાંતિ:**



# અમદાવાદમાં બનેલો મ્હોટો ચમત્કાર.

મ્હેં અમદાવાદમાં લગભગ સાત વર્ષથી દવાખાનું ખોલ્યું છે, જેનો લાભ હજારો દરદીઓએ લીધો છે અને આજ સેંકડો દરદીઓ લે છે, તેમાંના **દરેકે દરેકને** મ્હેં કદાચ પૂર્ણ સંતોષ નહિ આપ્યો હોય, તોપણ એટલું તો કહેવાનું મને માન છે કે મ્હારી દવાશાળાનો લાભ લેનારા એક પણ દરદીએ **મ્હારી દવાથી ગેરલાભ થયો છે એમ કદી પણ કહ્યું નથી.** આયુષ્ય અને પ્રારબ્ધ બળવાન્ હોવાથી મનુષ્યને અમર રાખવા 'ધન્વંતરી' સરખા શક્તિમાન થયા નહોતા તો પછી તેના મ્હારા જેવા બાળકનું શું ગજું? આવું છતાં દવા દવાનું કામ કરે છે જ. ગયાં બે વર્ષથી ગમે તે દરદીને એક ખાસ ઉંચામાં ઉંચી ચમત્કારી દવા આપવાની ફી મ્હેં માત્ર રૂ. બે રાખી છે અને તેટલા વખતમાં હું એવો અનુભવ લેવા ભાગ્યશાળી થયો છું કે મ્હારી દવાશાળામાં દરદીની ગીરદીનો પાર રહેતો નથી અને મ્હારી દવાનો એથી બહોળા પ્રમાણમાં લાભ લેવામાં આવ્યો છે. આથી દ્રવ્યના રૂપમાં મને જોઇએ તેટલો ફાયદો નથી થયો, તોપણ **સેંકડે નવાણું દરદીઓના આશીર્વાદ** લેવા હું ભાગ્યવાન્ થયો છું, એ મ્હારે મન ઓછો સંતોષ નથી. તે જ બે વર્ષમાં મ્હેં સંગ્રહણીના રોગ પર ખાસ ધ્યાન આપેલું અને મ્હારી દવાશાળાના લાભ લેનાર અમદાવાદના રહીશ દરેક **સંગ્રહણીના રોગીને મ્હેં સાજા કર્યા છે** અને તેમનાં સર્ટિફીકેટો મ્હારી પાસે મોજુદ છે. આના પરિણામે બહાર ગામના પણ અનેક દરદીઓ મ્હારી દવાનો લાભ જાતે અથવા પોસ્ટદ્વારા લે છે. મ્હારી દવાશાળાના નિયમથી કોઇ અણજાણ ન રહે તે સારૂ મ્હારી દવાશાળાના નિયમો હું આ નીચે ટાંકું છું અને જણાવું છું કે હવેથી **સંગ્રહણી, ક્ષય, કમતાકાત, અર્ષ (મસા), સુવારોગ, પ્રમેહ, ચાંદી, પ્રદર, સ્ત્રીઓના બીજા રોગો, બાળકોના રોગો વગેરે સારૂ પણ તે જ નિયમો રાખ્યા છે. થોડા ખર્ચે** તમારા ભયંકર રોગો નાબુદ કરવાથી મને દ્રવ્યનો લાભ ઘણો નહિ થાય તોપણ છાતીફાટ રૂદન કરતા દરદીઓને શાંત કરવા એ મ્હોટો પરોપકાર છે એમ ધારી હું આનંદ અને સંતોષ માની લઉં છું.

૧. દવાશાળાનો ટાઇમ સવારના ૮ થી ૧૨ અને સાંજના ૪ થી ૬ છે.

**૨. દરેક દરદીની દવાના માસિક રૂ. ૨ અગાઉથી લેવામાં આવે છે.**

૩. ધાવણાં બાળકોની માસિક દવાની ફી રૂ. ૧ છે.

૪. પોતાની ગફલતથી દરદી જેટલા દિવસ દવા ન લઈ શકે તેટલા દિવસ મજરે આપવા હું બંધાતો નથી.

૫. એક માસથી ઓછી દવા લે તોપણ પૂરા માસની ફી લેવામાં આવે છે.

૬. કોઇ આખા કુટુંબને મારી દવાશાળાનો લાભ લેવો હશે તો માસિક રૂ. ૫) પડશે.

૭. મ્હારા અવકાશે કોઈ દરદીને પોતાના મકાને જોવા જવાની ફી ગાડી ખર્ચ ઉપરાંત રૂ. ૧) થાય છે.

૮. દરેક દરદીની હકીકત ગુપ્ત રાખવામાં આવે છે. જેમને મને દવાશાળામાં મળવા અડચણ હોય તેમણે મને આગળથી પત્ર લખવો તો હું મ્હારા રહેવાના મકાને મળવાની ગોઠવણ કરીશ અને વખતસર પત્રદ્વારા સૂચના કરીશ.

૯. કોઇપણ દરદપર પોસ્ટદ્વારા મારી સલાહ જેમને લેવી હોય તેમણે ૦-૪-૦ ની ટીકીટ બીડવી અને દરદીની સવિસ્તર હકીકત લખવી એટલે હું દરદપર ચોક્કસ કામ કરે એવા ઉપાયો અને સલાહ લખી મોકલીશ.

૧૦. કોઇ પણ ધર્મના સાધુઓને, મહાત્માઓને, ઉપદેશકોને અને અનાથ નિરાધારોને સારૂ મ્હારી દવાશાળા ખુલ્લી છે અને તેમને ઘણાજ પ્રેમભાવથી દવા મફત આપવામાં આવશે. કોઇથી આવી શકાય એમ નહિ હોય તો મ્હારા ખર્ચે હું તેમની પ્રકૃતિ જોઇ આવી અનુકૂળ દવા આપવા તૈયાર છું.

પ્રાણી માત્રનો બન્ધુ

**વૈદ્ય હરિશંકર લાધારામ દ્વિવેદી,**

**( સંગ્રહણીના ખાસ વૈદ્ય )**

**દોશીવાડાની પોળ-અમદાવાદ.**

# અમારી એકી અવાજે વખણાયેલી દવાઓ.

---

**જુલાબની જાણીતી ગોળી**—એક પૈસાની છ. ૦-૪-૦ ની સોની શીશી. બે વર્ષના બાળકને એક, તેથી વધારે ઉમરનાને બાર વર્ષ સુધી બે, બારથી અઢાર વર્ષ સુધીનાને ચાર અને તેથી મ્હોટી વયનાને છ રાત્રે સુતી વખતે ઠંડા પાણીમાં ગળાવી દેવી. **જેટલી ગોળી તેટલા સવારમાં ઝાડા થશે એ આ ગોળીનો ચમત્કાર છે.** વખતે વધારે ઝાડા થઇ જાય તો રૂપીઆભાર ઘી સાકર ચટાડી દેવાં.

**ઉધરસની અમીરી ગોળી**—એક પૈસાની છ. ૦-૪-૦ ની ૧૦૦ ની શીશી. ચાર ચાર ગોળી મ્હોમાં રાખી રસ ઉતાર્યા કરવો. ગમે તે પ્રકારની શરદીની કે ગરમીની ઉધરસ એકદમ બંધ થઇ જશે.

**મરડાની ગોળી**—એક પૈસાની છ, ચાર આનાની ૧૦૦ ની શીશી. ચાર ગોળી ઠંડા પાણીમાં ગળી જવાથી તત્કાળ આરામ થઇ જશે.

**ઉલટી-ફેર-ચક્કરની ગોળી**—એક પૈસાની છ. ચાર આનાની ૧૦૦ ની શીશી. ઠંડા પાણીમાં પાંચ ગોળી ગળી જવી. ઉલટી-ફેર-કે ચક્કર તરતજ બંધ થઇ જશે.

**દાઢની ગોળી**—દાઢ દુઃખતી હોય, કળતર થતું હોય તો જ્યાં કળતર થાય ત્યાં આ ગોળી મૂકી દેવી. તરતજ દાઢ દુઃખતી બંધ પડી જશે. એક પૈસાની છ. ૧૦૦ ની શીશીના ૦-૪-૦.

**દસ્ત સાફ લાવવાની ગોળી**—એક પૈસાની છ. ચાર આનાની ૧૦૦ ની શીશી. રાત્રે પાંચ ગોળી ઠંડા પાણીમાં ગળી જવી. સવારે એક સાફ ઝાડો થઇ જશે.

**માથું દુઃખતું અટકાવવાનો બામ (મલમ)**—એક શીશીના ચાર આના. શીશીમાંથી થોડી દવા લઇ કપાળ અને લમણાપર સારી રીતે ઘસવી. એકદમ આરામ થઇ જશે. આ મલમ અત્યંત સુવાસિક છે.

**પગમાં કળતર થતું અટકાવનાર તેલ**—ટાંટીઆ તૂટતા હોય, કળતર થતું હોય, દુઃખ થતું હોય તો આ તેલ થોડું ચોપડવું, પણ ઘણું ઘસવું. તત્કાળ આરામ-એક શીશીનું મૂલ્ય ૦-૪-૦.

**દાદરની સોગટી**—રાતી કાળી દાદર થઈ હોય, ખરજવું થયું હોય તો આ સોગટી પાણી સાથે ઘસી ચોપડવી કે તરતજ આરામ થશે. એક સોગટીના ૦-૪-૦.

**સુરમો**—આંખે ઝાંખ વળતી હોય, થોડું વાંચવાથી માથું દુખી આવતું હોય, વારંવાર આંખો બંધ કરી સુવાની ઇચ્છા થતી હોય તો આ સુરમો સળીપર રહે તેટલો આંખમાં લગાવવો. એક શીશીના ૦-૪-૦.

---

## અમારી દવા લેનારને લાભ.

---

રૂ. ૧) ની દવા લેનારને 'આપણો ધર્મ' એ નામનું મ્હારી તરફથી પ્રકટ થયેલું પુસ્તક ભેટ મળે છે. રૂ. ૨) ની દવા ખરીદનારને નીચેની દસ દવામાંની જે મંગાવનાર લખી મોકલશે તે એક શીશી તથા 'આપણો ધર્મ' એ પુસ્તક મફત મોકલી આપવામાં આવશે. રૂ. ૪)ની દવા મંગાવનારને બે શીશીઓ તથા 'આપણો ધર્મ' મફત આપવામાં આવશે. રૂ. ૫) ની દવા ખરીદનારને 'તપસ્વિની' એ નામનું એકી અવાજે વખણાયલું રૂ. ૦-૧૦-૦ ની કીંમતનું સતીત્વ પરીક્ષા પરત્વે લખાયેલું ગાયન ભાષણ સાથેનું ત્રિઅંકી નાટકનું સુન્દર પુસ્તક તથા 'આપણો ધર્મ' એ પુસ્તક ભેટ મળશે. રૂ. ૧૦) ની દવા મંગાવનારને રૂ. ૧) ની ગમે તે પ્રકારની દવા અને 'તપસ્વિની' તથા 'આપણો ધર્મ' એ બે પુસ્તકો ભેટ મળશે.

**વૈદ્ય હરિશંકર લાધારામ દ્વિવેદી,**
સંગ્રહણી (ઝાડાનો રોગ) અને સુવારોગના ખાસ વૈદ્ય,
**દોશીવાડાની પોળ—અમદાવાદ.**